# કેવી રીતે પૈસાદાર થવું

"પૈસા પેદા કરવા એ એક કળા છે. તેના મૂળ નિયમોને ઓળખે, અને તે પ્રમાણે અનુસરે, તો કોઇ પણ માણસ થોડા વખતમાંજ પૈસાદાર થઇ શકે છે."—

સર બૅસીલ ઝહરૉફ.

આ ચોપડીમાં આ કળાની કુંચીઓ બતાવવામાં આવી છે. કાળજીપૂર્વક ચોપડી વાંચો, અને એમાં આપેલી સૂચનાઓ પ્રમાણે ચાલો, તો તમને એટલા બધા પૈસા મળવા માંડશે, કે, એ બધા પૈસા અત્યાર સુધી ક્યાં છુપાયા હતા, એ વિષે તમે આશ્ચર્ય પામશો.

ઝહરૉફ ઇન્સ્ટીટ્યુટ.

# અર્પણ પત્રિકા

જે બધા ગુણો પૈસાદાર અને શક્તિવાળા થવામાં જરૂરનાં છે તે બધા તમારામાં એટલે કે વાંચનારમાં છે. પણ આ ગુણો સુપ્ત અવસ્થામાં છે. તેમને જાગ્રત કરી તેમાં વિકાસ કરી અને મજબુત બનાવી અહીં સૂચવેલે પંથે દોરવાની તમારી ફરજ છે.

તમે એમાં જણાવેલી શીખામણો પ્રમાણે ખરા દીલથી અને મક્કમપણે ચાલશો, તેમજ એક વખત રસ્તો જાણ્યા પછી, પૈસા મેળવવાનું કેટલું સહેલું છે, તે લોકોને બતાવશો, એવી જિજ્ઞાસાથી આ ચોપડી તમને અર્પણ કરવામાં આવે છે.

---

# દીબાચો.

---

આ ચોપડી કંઇ આરામને માટે, અથવા ગમ્મતને ખાતર વાંચવાને માટે લખવામાં આવી નથી. તેમજ એ કંઇ ડીટેકટીવ નવલકથા, પ્રેમ કીસ્સો, માહીતિકોશ અથવા વેપારની ચાવી વિષેની ચોપડી નથી. આ ચોપડીને તો વારંવાર વાંચવી જોઇએ, એનો અભ્યાસ કરવો જોઇએ, એનું પૃથક્કરણ કરવું જોઇએ **અને એ ઉપરાંત એમાં જણાવેલી સૂચના પ્રમાણે ચાલવું જોઇએ.**

જે કંઇ લખવામાં આવ્યું છે તે ફરી ફરીને જણાવવામાં આવ્યું છે. પણ જે સૂચનાઓ આમાં જણાવવામાં આવી છે, તેના મહત્ત્વની વાંચકોને સંપૂર્ણ રીતે અસર થાય તે દૃષ્ટિએજ આ વિશ્લેષણ વારંવાર કરવામાં આવ્યું છે. શરૂઆતના વાંચન વખતે કદાચ કેટલુંક લખાણ વિચિત્ર અને ન બની શકે એવું કઢંગુ લાગે, પણ જ્યારે આ ચોપડી કાળજીપૂર્વક ઘણીવાર વાંચવામાં આવે, ત્યારેજ એનું ખરૂં મહત્ત્વ સમજાશે.

વાંચનાર જ્યારે આ ચોપડીમાં આપેલી સૂચનાઓ પ્રમાણે ખરા દિલથી તેમજ ધૈર્ય અને મક્કમતા વડે અનુસરશે ત્યારેજ અંદર જણાવેલી સૂચનાઓની ખરેખરી કિંમત માલમ પડશે. જે માણસ પૈસાદાર થવા માગે છે, તેણે તો, આ ચોપડી પૈસા પ્રાપ્ત કરાવી આપણાર એક ભોમીઓ છે એમજ સમજવું, અને અંદર જણાવેલી રીતો પ્રમાણે શારિરિક અને માનસિક શક્તિ વડે સખત કામ કરવું. ત્યાર પછીજ, તે, જે જે ખરાં હૃદયથી ઇચ્છે છે, તે તે મેળવવામાં, તેના પ્રયત્નો સફળ થશે.

---

# ઉત્બોધાદ.

---

આપણે બધા પૈસાદાર થવા માગીએ છીએ. પણ આપણામાંના ઘણાખરાઓનો તો આ ઉપલકીઆ વિચારજ હોય છે, અથવા મકકમ અને જવલંત ઇચ્છા હોતી નથી. અને એ પણ અફસોસની વાત છે, કે તે ઇચ્છા સફળ કરવા માટે સાધનોનું જ્ઞાન પણ હોતું નથી.

જે પ્રમાણે ડૉકટર, એન્જીનીયર અથવા આર્કીટેકટ થવું જેટલું સહેલું છે, તે પ્રમાણે પૈસાદાર થવું પણ તેટલુંજ સહેલું છે.

પણ તમારે રીત જાણવી જોઇએ. "પૈસા પેદા કરવા એ એક કળા છે. જે કોઇ એના મૂળ નિયમને ઓળખે અને તે પ્રમાણે અનુસરે તો તે માણસ થોડા વખતમાં પૈસાદાર થઇ શકે." પોતાની જાત-મહેનતથી પૈસાદાર થનાર માણસ સર બૅસીલ ઝહરૉફે ઉપરના ઉદ્ગારો કાઢ્યા હતા.

દુનિયાના, પોતાની જાત મહેનતથી કરોડાધિપતિ થનારા માણસોએ, જે કળાનો ઉપયોગ કર્યો તે કળાના મુદ્દાઓ આગળના પાનામાં આપવામાં આવ્યા છે. હજી સુધી એ ગુજરાતી ભાષામાં છપાયા નથી.

આ ચોપડી કાળજીપૂર્વક વાંચી જાવ. તેને ફરી ફરીને વાંચો. સો કરતાં પણ વધારે વાર વાંચો. એક એક પાનું લઇ મગજમાં ઠસાવો. એમાં જે સૂચનાઓ આપવામાં આવી છે તે પ્રમાણે ચાલો.

થોડાજ વખતમાં તમને માલમ પડશે, કે તમે સફળ થતા જાવ છો અને તમને શ્રીમંત થતાં રોકવાની કોઇની શક્તિ નથી.

ખરેખર તમને એટલો બધો પૈસો મળવા માંડશે અને આટલો બધો પૈસો અત્યાર સુધી કયાં છુપાઇ ગયો હશે તે વિષે તમે આશ્ચર્ય પામશો.

જેમ જેમ તમે આ સાદી સૂચનાઓ અનુસરવામાં વધારે ને વધારે પ્રયત્ન કરશો તેમ તેમ તમે જલ્દીથી પૈસો પ્રાપ્ત કરશો.

---

# સાંકળયું.

પાનું

# પ્રકરણ ૧ લું.

## ઇચ્છા.

તમે પૈસાદાર છો એવો ફક્ત વિચાર કરવાથીજ તમે પૈસાદાર થઇ જતા નથી. જો ફક્ત વિચાર કરવાથીજ પૈસાદાર થવાતું હોત, તો ભિખારીઓની હસ્તીજ ન હોત.

તમારી એકાદ ઇચ્છા તો હોવીજ જોઇએ. તેને તમે ચોકસ અને પાકી બનાવો. તમને શું જોઇએ છે અને તે તમે કેટલા વખતમાં મેળવવા માગો છો તે વિષે પહેલેથીજ સંપૂર્ણ વિચાર બાંધો.

ધારો કે તમે પૈસા મેળવવાની ઇચ્છા ધરાવો છો, તો તે ઇચ્છા વિષે માત્ર ઉપર ઉપરથીજ વિચાર કરવાથી કંઇ વળવાનું નથી. પણ તમને કેટલા પૈસા મેળવવાની ઇચ્છા છે તે, તેમજ એ પૈસા તમે કેટલી મુદતમાં મેળવવા માગો છો તે વિષે તમારા મનમાં એક ચોકસ અને પાકો વિચાર બાંધો.

### ઇચ્છાપરજ લક્ષ.

આ ઇચ્છાપરજ હંમેશને માટે તમારૂં મગજ ચલાવતા રહો, તેને પ્રત્યક્ષ માનસિક દૃષ્ટિએ સફળ થએલી જુઓ, રાત્રિ અને દિવસ એ ઇચ્છાનોજ વિચાર કર્યા કરો, અરે પ્રત્યેક પળે તેની માળા જપો.

આ બાબતમાં તમને કંઇ ખાસ કેળવણી, અને મોટી મોટી ડીગ્રીઓની બીલકુલ જરૂર નથી. તેમજ સખત મહેનત પણ કરવાની નથી. તમારી આદર્શ ઇચ્છા પૂર્ણ કરવાનો હંમેશા વિચાર કરતી વખતે, લોકો તમને હસે છે કે તમારી મશ્કરી કરી છે, એવો બીલકુલ વિચાર કરશો નહિ, તેમજ એ લોકો તરફ તદન બેદરકાર રહો. તેઓ કદાચ એમ પણ તમને કહે કે એ ઇચ્છા સફળ થવી અશક્ય છે તો

પણ તમારે બીલકુલ નિરાશ થવું નહિં પણ તમારે તો તમારી ઇચ્છા વિષેજ વિચાર કરવાનું ધૈર્ય સંપૂર્ણપણે જાળવી રાખવું. નશીબ ઉપરજ આશા રાખી બેસી રહેવાથી પૈસો કદી મળતો નથી. એ ખૂબ ખૂબ યાદ રાખવું. પણ તેની ઉપર પાકો વિચાર કરવાથી તેમજ તે વિષે ઇચ્છા કરવાથીજ એ જરૂર મળી શકે છે.

વિચારોમાંથીજ હાલની દુનિયા ઉત્પન્ન થઇ છે. મોટાં મોટાં ગગનચુંબીત મકાનો, મોટર ગાડીઓ, વિમાનો, રેડીઓ વગેરેની શોધો કરનારે પહેલવહેલાં એ વિષે વિચારોજ સેવ્યા હતા. પણ એ બધા વિચારોની સફળતાને લીધેજ લોકોને આજે એ બધી ચીજો વાપરવાની મળે છે. આમાં પણ એ વિચારોમાંથી એક અથવા બીજાએ લાખો રૂપીઆ પેદા કર્યા.

વિચાર બાંધવામાં બીલકુલ ગભરાશો નહિ. જેઓ ગભરાય છે તેઓ ખરેખરી શરૂઆતજ કરી શકતા નથી.

કોલંબસ, કોપરનીકસ, કાર્નેગી અને ઝહરોફ એ બધાએ પોતાની ઇચ્છાઓ વિષે પાકા વિચારો બાંધ્યા અને એ ઇચ્છાઓ ફળીભૂત થાય તે પહેલાંજ એ ઇચ્છાને ફળીભૂત કરવાનો પાકો નિશ્ચય કર્યો હતો. પાકા પાયાપર દૃઢ વિચારો એજ સફળતાનું મૂળ છે એ ખૂબ યાદ રાખવું.

એક ચોકકસ ઇચ્છાની પસંદગી કરો અને તેને અમુક મુદતમાંજ સફળ બનાવવાની મુદત બાંધો. ત્યાર પછીજ એ ઇચ્છા બર લાવવા માટે યોગ્ય પાયા ઉપર સંપૂર્ણપણે નિશ્ચય કરો. તેમજ હંમેશાં વિચાર પણ તેનોજ કરો.

### ઇચ્છાને હંમેશાં નજર સામેજ રાખો.

તમારે, ઉપર ઉપરથીજ ફકત ફાવે તેમ વિચાર કરી ઇચ્છાની પસંદગી કરવી નહિ. ઇચ્છા દૃઢ અને પાકા પાયા પરજ કરેલી હોવી જોઇએ. એટલે તમે તેનોજ હંમેશાં વિચાર કર્યા કરો. તમારી બેકાળજીને લીધે અગર અવિશ્વાસને લીધે તમને પૈસા ન મળે, એવી

માન્યતા કદાચ તમારામાં ઘર કરી બેસી ગઇ હોય તો તેને તરતજ કાઢી નાખો. પૈસા વિષે આજેજ પાકો વિચાર કરો. તમારી બધી શંકાઓને એકદમ કાઢી નાખો. તમારી પોતાની શક્તિનો હંમેશાં વિચાર કરો. તેમજ સંપૂર્ણ રીતે સફળતા મળે ત્યાં સુધી સખત મહેનત કરો.

જો તમે પૈસા વિષે સતત વિચાર કર્યા કરો તો જરૂર પૈસો એકઠો થઇ શકે પણ એ વિચાર આપણા શરીર સાથે વણાય જવો જોઇએ. આપણે એ વિચારમાં તલ્લીન થઇ જવું જોઇએ. એ વિચારને હંમેશાં ઘણુંજ મહત્ત્વ આપવું. ઉપર મુજબ જો કરવામાં ન આવે તો પૈસાદાર થવાના વિચારો હંમેશને માટે તજી દેવા જોઇએ. માટે એક ચોકસ રકમ એકઠી કરવાનો પાકો વિચાર બાંધો અને તેમાં સફળતા મેળવવા માટે શરીરના અણુઅણુ વડે કામ કરવા મંડી પડો.

દૃઢ અને તિવ્ર ઇચ્છા એ અદ્દ્ભુત કાર્યો કરી શકે છે. તેમજ ધારેલા પૈસા પણ પેદા કરી આપે છે. એ બાબત ઉપર કદાચ તમને પહેલ-વહેલા વિશ્વાસ ન બેસે પણ આ બાબત જાતે અનુભવ લીધા વગર સિદ્ધ થઇ શકેજ નહિ.

પણ જ્યારે તમારા મનમાં એજ વિચાર હંમેશા કાયમ આવ્યા કરે એવું તમારૂં મનનું વલણ થાય તોજ 'તમને આ વિચારો સાચી રીતે સમજાશે, ત્યારેજ ધારેલા પૈસા પેદા કરી શકાશે. ફક્ત વિચારો કરવાથીજ તમે પૈસાદાર થઇ શકશો નહિ, એવું કહેવાવાળા લોકો પણ તમને મળશે પણ તેમનું તમે બીલકુલ માનશો નહિ, પણ આ પ્રમાણે કહેવામાં તેઓ જુઠા છે અથવા દૃઢ વિચારો વિષે તેમને બીલકુલ માહીતી ન હશે. એઓ હંમેશા ગરીબી અને આબદાનોજ વિચાર કર્યા કરે છે, અને એવા ગરીબીના હંમેશના વિચારોને લીધેજ તેઓ તેવી સ્થિતિ ભોગવી રહ્યા હોય છે.

પૈસા મેળવવાની જ ઇચ્છા રાખો, તેમજ પૈસા મેળવવા માટે દૃઢમનપૂર્વક ખરા દિલથી વિચાર કર્યા કરો, તેમજ એ ઇચ્છા તમારા શરીરના અણુઓ સાથે વણી લો. ઉપર મુજબ કરવાથી તમે ખાત્રી-પૂર્વક માની લેજો કે તમે પૈસો મેળવવાના સુમાર્ગે ચઢી ગયા છો.

## પૈસાની સાચી કિંમત આંકતા શીખો.

હવે પૈસા મેળવવાની ઇચ્છા તો છેજ, માટે હંમેશા પૈસાની સાચી કિંમત આંકતા શીખો. પૈસા માટે ગાંડા બની જાવ. પ્રત્યેક પળે એનોજ વિચાર કરો. એને મનમાંથી બીલકુલ ખસવા દેશોજ નહિ કારણુ કે મન વિચિત્ર છે તે ગમે તેવા વિચારો તરફ દોડયા કરે છે. તે ધુની છે માટે તેને જે વિચારમાં રોકી રાખશો તે વિચાર તરફજ દોડયા કરશે. પણુ જો એકાદ વખત એ વિચારને મનમાંથી ખસેડશો તો બીજા અસંખ્ય વિચારો તરફ એ તરતજ ચાલ્યું જશે. માટે મનને બરાબર કાબુમાં રાખી એજ વિચારમાં તલ્લીન બનાવી દો.

## ઇચ્છા હંમેશ સફળ થાય છેજ એવું ખરા દિલથી માનો.

એક ચોકસ રકમ મેળવાની તમારી એક પાકી અને તિવ્ર ઇચ્છાને તમારા મનમાં ઠસાવી દીધા પછી તમારે ખાત્રીપૂર્વક અને શ્રદ્ધાપૂર્વક એમજ માનવું કે તમે જે રકમ મેળવવા માટે પ્રયત્ન કરી રહ્યા છો તે ઠરાવેલી મુદતમાં તમને મળી જશે. એ ઇચ્છા તમારા શરીરમાં ઓતપ્રોત થઇ ગઇ તો તમે ચોકસ માનજો કે પૈસા મેળવવાની માન્યતામાં તમને કોઇ પણુ જાતની મુશ્કેલી નડશે નહિ. ચોકસ રકમ અમુક મુદતમાંજ મેળવવાનો તમારો હેતુ છે. એ હેતુનેજ સૌથી વધારે મહત્વતા આપો. એનેજ તમારી જિંદગીનો મુખ્ય હેતુ બનાવો. તે હેતુ બર લાવવા એટલા બધા દૃઢ નિશ્ચયી બનો કે તમને પૈસા મળશેજ એવી તમને પોતાનેજ ખાત્રી થશે.

જેઓ પૈસાની સાચી કિંમત આંકે છે તેઓજ પૈસો એકઠો કરી શકે છે. ચોકસ રકમ નક્કિ કરેલી મુદતમાંજ તમને મળે એવી તિવ્ર ઇચ્છા તમારા શરીરના અણુ અણુએ ઓતપ્રોત થઇ જવીજ જોઇએ.

### સારાંશ.

(૧) ફક્ત ઉપલકીઆજ ઇચ્છા ધરાવશો નહિ. અમુક રકમ મેળવવા માટે દૃઢ ઇચ્છા રાખો.

(૨) અમુક મુદતમાંજ તે રકમ તમને મળવીજ જોઇએ, માટે પહેલેથીજ મુદત નક્કિ કરો.

(૩) તમારી ઇચ્છાનો સતત વિચાર કર્યા કરો. પ્રત્યેક પળે તેનોજ વિચાર કરો. એ વિચાર તમારા જીવનમાં વણાય જવો જોઇએ.

(૪) એ ઇચ્છાનેજ જીંદગીની મુખ્ય ઇચ્છા ગણો.

(૫) પૈસાની કિંમત આંકતાં શીખો.

(૬) નક્કિ કરેલી મુદત દરમિયાન તમારી ઇચ્છા સફળ થશેજ એમ સંપૂર્ણપણે માનો.

(૭) પૈસા મેળવવાની આ ઇચ્છા તમારા અણુઅણુએ એટલી ઓતપ્રોત થઇ જવા દો, કે જેથી તમે તે રકમના માલીક બનવા માટે શક્તિમાન થાવ.

---

# પ્રકરણ ૨ જું

## પૈસા મેળવવાનો માર્ગ

પૈસા મેળવવાનો માર્ગ કંઇ સહેલો નથી. તેની ઉપર કંઇ ફુલો પાથરેલાં નથી. પણ તે વિકટ છે, તે તો કાંટા, કાંકરા, કાદવ વગેરેથી ભરપુર છે. પૈસો મેળવવા જતાં કદાચ નિરાશા, નિષ્ફળતા વગેરે અનેક સંકટો પણ વેઠવાં પડે. પણ જે માણસ આ બધી અડચણોની જરા પણ પરવા કર્યા વગર, આગળ ને આગળ ધપતો જઇ શકે છે, તેનેજ અંતે સફળતા પ્રાપ્ત થશે.

એ માર્ગ ઉપર જવાનું શરૂ કરો, તે પહેલાં, તેમાં આવતી અડચણોનો સંપૂર્ણ સામનો કરવાની તમારી હિંમત છેજ, એવો તમે નિશ્ચય કર્યો છેજ, એમ પાકી રીતે સમજવું.

ગમે તેવાં સંકટો, અડચણો, અપમાન, નિરાશાઓ વગેરેનો અનુભવ લેવો પડે, તેમજ, તેમની સામે ટકી, તેમને દૂર કરવાની તમારી સંપૂર્ણ તૈયારી છે એવો દૃઢ નિશ્ચય કરો.

અડચણો આવે તેથી કંઇ ગભરાઇ જવાની જરૂર નથી. ઉલટું અડચણો તો આપણો માર્ગ સરળ બનાવે છે. આપણી ધીરજ તેમજ દૃઢતા વધે છે, અને આપણે વધારે ને વધારે મકકમ બનતા જઇએ છીએ. થોડા વખતને માટે કદાચ અડચણો વેઠવી પણ પડે, પણ પાછળથી તો સંપૂર્ણ સફળતા મળશેજ.

"ગમે તેવી અડચણો આવે પણ સિધ્ધાંત છોડું નહિ તેમજ સફળતા મેળવીશજ" એવો પાકો નિશ્ચય કરો. પોતાનો હેતુ બર લાવવામાં હંમેશાં કેટલાક માણસો નિષ્ફળ નીવડે છે, કારણ કે, તેમનામાં હિમત નથી, તેમજ સફળતા મેળવવા તેમનામાં શક્તિ નથી, એવી શંકા કર્યા કરે છે. જ્યારે કામ આગળ ધપાવતાં તેમને જરાકજ નિરાશાના અનુભવો થાય, કે તરતજ, તેઓ પાછીપાની કરી, કામ

પડતું મૂકી દે છે. ઘણાખરા માણસો આને લીધેજ નિષ્ફળ નીવડે છે. કેટલીક વાર તો સફળતા તદ્દન પાસે આવેલી હોય છે, પણ જે અડચણ વચ્ચે આવી પડે, તેનાથી ડરી જઇ, અગાઉ ઘણી મહેનત કર્યા છતા તે કામ છોડી દે છે, અને આવી રીતે સફળ થવાનો માર્ગ, હંમેશને માટે ગુમાવી બેસે છે. પણ જો આવે વખતે જરાકજ હિંમત ધરી હોય, તો જરૂર સફળતા પ્રાપ્ત થાય.

નિષ્ફળતાથી આપણે જે જગ્યાએ ઘેરાઇ જઇએ છીએ, તેથી એકજ ડગલાં ઉપર સફળતા હોય છે, તે ખૂબ ખૂબ યાદ રાખવું.

તેથી ગમે તેમ થાય, પણ પાછીપાની તો કદી કરશો નહિ, એમ પાકકે પાયે નિશ્ચય કરો.

## તમારી મહ-ત્વકાંક્ષા છોડશો નહિ.

જિંદગીમાં સફળ અને નિષ્ફળ માણસો વચ્ચે જો તફાવત હોય, તો આ એકજ છે, તે એ કે, સફળ થયેલો માણસ ગમે તે ભોગે પણ પોતાની ઇચ્છાને છોડતો નથી.

જો તમારામાં આત્મવિશ્વાસ તેમજ હિંમત હોય, તો નીચેની બાબત જલદી સફળતા મેળવવામાં મદદરૂપ થઇ પડશે.

જેમ જેમ આગળ વધો, તેમ તેમ એમજ સમજો, કે, પાછળ હઠવાને માટે રસ્તોજ નથી. ફકત આગળ વધવાને માટેજ રસ્તો ખુલ્લો છે.

નેપોલીયન એજ રીતે સફળ થયો હતો. જયારે જ્યારે તે બીજા દેશો ઉપર ચઢાઇ કરતો, ત્યારે ત્યારે જે જે રસ્તે તે ચઢાઇ લઇ જતો, તે તે રસ્તાને તે બાળી મૂકતો. એટલે સૈન્ય પાછીપાની કદી કરી શકતુંજ નહિ.

તે પોતાના સિપાઇઓને કહેતો, કે "જીત મેળવવી અથવા મરણ પામવું એ બેમાંથી ફકત એકજ માર્ગ આપણે માટે છે. પાછી-પાની તો કદી કરવીજ નહિ."

## કરકસરતા.

જ્યાં સુધી કોઇ પણ માણસ કરકસરતા અને પૈસાના બચાવની શરૂઆત કરે નહિ, ત્યાં સુધી તે પૈસાદાર થાય નહિ. નાનપણથીજ પાડેલી કરકસરતાની ટેવ, માણસની આર્થીક સ્થિતિના બળમાં વધારો કરે છે; એટલુંજ નહિ પણ, મોટી મોટી રકમો એકઠી કરવાની કળાનું પણ સંપૂર્ણ શિક્ષણ આપે છે. સૌથી અગત્યની વસ્તુ એ કે, એ, દુઃરંદેશીપણું અને સાવચેતી, એ બે ગુણોમાં વિકાસ કરે છે. જાત મહેનતથી પૈસાદાર થએલા દુનિયાના બધા લોકોમાં, એ બે ગુણો મુખ્ય ભાગ ભજવતા હતા.

દુનિયામાં સફળ થએલા માણસોનાં જીવનચરિત્ર તમે વાંચો તો તમને માલમ પડશે કે શરૂઆતમાં તેઓ બધા કરકસરી હતા. તેઓએ પોતાનો ખર્ચ ફક્ત જરૂરી હોય એટલોજ રાખ્યો હતો. તેમણે બહારના આડંબરો તેમજ ભપકાઓને તીલાંજલી આપી હતી, અને જ્યાં ખર્ચ કર્યા વગર ચાલેજ નહિ એમ હોય ત્યાંજ ખર્ચ કરતા.

## કરકસરતાની ટેવ કેવી રીતે પાડવી.

દરરોજના અને મહીનાના ખર્ચનું ઓછામા ઓછા પ્રમાણમાં અંદાજપત્ર કાઢી, તે પ્રમાણેજ ખર્ચ કરવો, એ કરકસરતાની ટેવ પાડવાનો એકજ રસ્તો છે. એમાં સફળતા મેળવવા માટે તમારે ચાર બાબતો ધ્યાનમાં રાખવી જોઇએ. (अ) નાના નાના સિક્કાઓ (પાઇ, પૈસો, આના વગેરે) ઉપર ખાસ કાળજી રાખો, એટલે મોટા સિક્કાઓ (રૂપીઆ વગેરે) ઉપર કુદરતીરીતેજ ધ્યાન આપી શકાશે. (ब) નાનામાં નાની રકમનો ખર્ચ કરતી વખતે પણ ત્રણ ત્રણવાર વિચાર કરો. (क) કોઇપણ રકમ ખર્ચ કરવાનો જ્યારે વખત આવે, ત્યારે તે રકમ ખર્ચવાની ખાસ જરૂર છે કે કેમ, અથવા તે ખર્ચ કર્યા વગર ચાલી શકે છે કે કેમ તેનો વિચાર કરો. અને જો બની શકે તો તે ખર્ચ કર્યા વગર ચલાવી લો. (ड) જ્યારે ખાસ જરૂર હોય, ત્યારે, તેમજ પૈસાના બદલામાં વધારેમાં વધારે વળતર મળતી હોય ત્યારેજ પૈસા ખર્ચો.

**સાદું જીવન.** જોકે જીવનમાં, સાધારણરીતે, આર્થિક જવાબદારી ઘણાખરા મનુષ્યની પ્રગતિને આડે આવે છે. પૈસો મેળવવાના રસ્તા ઉપરના કદમમાં, શારિરિક અને સામાજીક જવાબદારીઓ પણ તેટલાજ પ્રમાણમાં નડે છે.

તેમાંથી મુકત થાવ, અથવા કદમની શરૂઆત કરો તે પહેલાં, એ જોખમદારીઓને ઓછામાં ઓછા બોજારૂપ બનાવો.

બની શકે તેટલી સાદીરીતે જીવન ગાળો. "સાદું જીવન અને ઉંચા વિચારો" એ જે સુત્ર તત્વજ્ઞાનીઓ કહી ગયા છે, તે, પૈસા મેળવવામાં અહીં પણ એક જરૂરી સુત્ર તરીકે ઉપયોગી નીવડશે, એમ કહી શકાય. કારણકે સાદા જીવનથી મનની શાંતિ જળવાય છે, અને તેથી ધારેલી ઇચ્છા પાર પાડવામાં બીજી બધી શક્તિઓનો ઉપયોગ થઇ શકે.

પહેલવહેલાં, તમે ચોકસ રકમ એકઠી કરવાની જવલંત અને તિવ્ર ઇચ્છા ઉત્પન્ન કરો, ત્યારપછી તે પ્રાપ્ત કરવામાં ગમેતેવી અડચણો, સંકટો અને મુશ્કેલીઓનો સામનો કરવાનો નિશ્ચય કરો, ત્યારપછી ઇચ્છાને સફળ કરવામાં નડતા તમારા બીજા બધા બોજાઓથી તમે મુકત થાવ, અને ત્યાર બાદ, ધ્યેયની પ્રાપ્તિ માટે તમારી બધી શક્તિ, મનોબળ અને મક્કમતાનો ઉપયોગ કરવા તૈયાર થઇ જાવ. તમારી ઇચ્છા કઇ રીતે સફળ થાય તેનોજ ઉંડો વિચાર કરો. બીજા શબ્દોમાં કહીએ તો, ઠરાવેલી મુદતમાં કયાં કયા સાધનો વડે તમે ચોકસ રકમ મેળવવા માંગો છો તેનોજ વિચાર કરો.

જો તમે હંમેશાં તેનોજ વિચાર કર્યા કરો, તો જે વિચારો વડે તમારી ઇચ્છા સફળ થાય એમ તમે માનો, એવા વિચારો કુદરતી રીતેજ તમને આવવા માંડશે.

આ રકમ મેળવા માટે તમે કયો રસ્તો લેવા માંગો છો એનો નિશ્ચય કરવો જોઇએ. એટલે કે તમારો હેતુ પાર પાડવા માટે જે રીતો કે સાધનો તમે લેવા માંગતા હો તેની તમારે પસંદગી કરવી જોઇએ.

## સારાંશ.

(૧) પૈસા મેળવવાના રસ્તા ઉપરની કદમ, વધારે સહેલી અને ઝડપવાળી બનાવવામાં, જે જે બોજાઓ પ્રગતિને વિઘ્ન રૂપ થતા હોય, તેમાંથી મુકત થાવ.

(૨) તમારો પોતાનો ખર્ચ તદન ઓછો કરી નાખો. બધા નકામા ખર્ચાઓ બંધ કરો, અને ફકત જ્યાં ખાસ જરૂર હોય ત્યાંજ ખર્ચ કરો.

(૩) તમારી આવક ગમે તેટલી ટુંકી હોય છતાં પૈસા બચાવો. કારણુ કે, પૈસા એકઠા કરવાની કળાને યોગ્ય રીતે કેળવવામાં, આ ટેવની ખાસ જરૂર છે.

(૪) મનની શાંતિ જાળવવા માટે, આર્થીક, સામાજીક વગેરે પ્રગતિને આડે આવતી બીજી બધી મુંઝવણો કાઢી નાખો. જીંદગી બની શકે તેટલી સાદી બનાવો.

(૫) ઠરાવેલી મુદતમાં ચોકસ રકમ જે રીતો તેમજ સાધનો વડે મેળવી શકાય એમ તમે ધારો, તે રીતો તેમજ સાધનો વિષે ખૂબ વિચાર કરો.

# પ્રકરણ ૪ થું.

## રીતો અને સાધનો.

પૈસાદાર થયા પછી આપણે શું કરશું એવો વિચાર કરી વખત ગુમાવશો, તો તમે આગળ ધપી શકશો નહિ. એ વિચારમાં ને વિચારમાં ગુમાવેલી દરેક મીનીટ નકામી જશે.

અલબત્ત વિચાર તો કરોજ. પણ તમારી ઇચ્છા કયા સાધનો વડે તેમજ કઇ રીતે સફળ થાય તેનોજ હંમેશાં વિચાર કરો.

આમ કરવાથી વિચારોનો ભંડોળ તમારા મગજમાં આવી જશે. અને તે દરેક વિચાર આવક મેળવવામાં તમને ઘણોજ ઉપયોગી થઇ પડશે. પૈસા મેળવવાની તિવ્ર ઇચ્છાને લીધે, આ વિચારોને વ્યવહારમાં મૂકી શકાય, એવી ચોકસ યુક્તિઓ તમે હંમેશા શોધ્યા કરશો. ધારેલા પૈસા ઠરાવેલી મુદતમાં મેળવી આપે, એટલા માટે, તમારી પાસેનાં સાધનોને લક્ષમાં લઇ, ચોકસ વિચાર કે યુક્તિ, કે જેનો પ્રત્યક્ષપણે ઉપયોગ થાય, તે પસંદ કરવાનું કામ તમારી ઉપર રહેશે.

હવે તમે આગળ વધો ત્યારે યાદ રાખજો કે ફોકટ અથવા એમને એમ આ દુનિયામાં કંઇ પણ મળતું નથી.

કંઇપણ આપવાથીજ કંઇ પણ મેળવી શકાય છે. એટલે કે મેળવવું એ આપવાનું પરિણામ છે. તેથી વધારેને વધારે મેળવવા માટે વધારેને વધારે આપવાનું પહેલેથીજ ધારેલું હોવું જોઇએ.

જેઓ જ્ઞાની છે અથવા જ્ઞાનની સાબીતી આપતી ડીગ્રીઓ ધરાવે છે તેઓને પૈસા મેળવવા માટે સમાજ પર હક છે, એમ માનનારા પણ કેટલાક લોકો છે.

પણ એ વિચાર ખોટો છે. એકલું જ્ઞાનજ પૈસાને આકર્ષતું નથી અથવા ખેંચી શકતું નથી. પણ તે જ્ઞાનનો તો ઉપયોગ થવો જોઇએ.

જ્યારે જ્ઞાનને વ્યવસ્થિત રીતે અમુક એકજ સારા ધ્યેય તરફ દોરવવામાં આવે છે અને તે શક્તિમાં ફેરવાઇ જાય છે, ત્યારેજ તેની કિંમત અંકાય છે. તમારી પાસે જ્ઞાન છે અથવા બીજી કંઇ વસ્તુ છે એથી કંઇ પૈસા મેળવવાનો હક મળી જતો નથી.

જ્યારે તમે જોઇતી કિંમત આપશો, ત્યારેજ તમને જોઇતી કિંમત અગર પૈસા, કે જે કિંમત આંકવાનું એક માપ છે તે મળશે.

તેથી પૈસા મેળવવાનો આ એકજ રસ્તો છે, તે એ કે, કંઇ પણ આપવું. પછી તે સેવા હોય, નોકરી હોય, જાત મહેનત હોય, ધંધાને લગતી સલાહ હોય અગર કંઇ માલ હોય.

જ્યારે તમે ધારેલા પૈસા મેળવવાના સાધનોની પસંદગીનો વિચાર કરો, ત્યારે ઠરાવેલી મુદતમાં ધારેલા પૈસા મેળવવા માટે કયાં સાધનો સગવડવાળાં થશે તે વિષે તમારે શરૂઆતથીજ નિશ્ચય કરવો જોઇએ.

જે માણસ આવકની સલામતી ઇચ્છે છે, તેમજ જોખમ ખેડવા માગતો નથી, તેને માટે સેવા અથવા નોકરી એજ એક પૈસા મેળવવાનું ઉત્તમ સાધન છે. પછી તે કોઇ માણસની હોય, અથવા કોઇ મંડળની હોય, તેમજ તે બચાવ કરીનેજ પૈસો એકઠો કરી શકે છે.

આ રીત પ્રમાણે મોટી રકમ એકઠી કરવાને માટે કરકસરતાની જરૂર છે, તેમજ એ રીત સૌથી ધીમી છે. એ રીત વડે જોકે સલામતી જળવાઇ રહે છે, પણ વ્યક્તિગત સ્વતંત્રાની ઉપર પાણી ફરી વળે છે.

જેને સલામતીનીજ જરૂર હોય, તેમજ લાંબી મુદતમાં થોડાકજ પૈસા એકઠા કરવા હોય, તેણે સરકારી ખાતાની અથવા કોઇ મંડળીની, અથવા કોઇ ખાનગી ખાતાની નોકરીમાં જોડાઇ જવું એજ ઉત્તમ માર્ગ છે.

બીજી દૃષ્ટિએ, એકાદ ખાનગી નોકરીમાં એકજ માણસની સેવા કરવાની હોય, પણ તેમાં અમુક જાતનું જોખમ ખેડવાનું હોય, પણ તે માણસ સેવાની કદર કરી, પોતાનાથી બની શકે તેવી મોટી રકમ, સેવાના બદલામાં આપી પણ દે.

અડચણ વગર તેમજ થોડાજ વખતમાં પુષ્કળ પૈસા મેળવવાના દાખલા મોજુદ છે. એવા લોકોએ કોઇ શેઠની અગર રાજકુંવરોની કોઇ ખાસ સેવા કર્યા બદલ તેમને એ પૈસા મળી ગયા.

પણ આવી નોકરી મળવી દુર્લભ છે અને તેને હાથ કરવાની જુદા પ્રકારની હોશિયારી તેમજ રીતભાતની જરૂર છે.

જેને સેવાની જરૂર હોય છે તેને ધંધાદારી જરૂરી સેવા આપીને પૈસા મેળવી શકાય છે અને આવકને માટે નિર્ભય રહી શકાય છે.

આ જાતની સેવા કરવામાં અમુક જાતની સ્વતંત્રતા રહેલી હોય છે, અને જો એકજ વખતે ઘણા લોકોને તે સેવા આપી હોય, તો તે આવક વધારવાનું વધારે મોટું સાધન થઇ શકે છે. પૈસા લઇ માલ વેચવાની રીતને, આ ધંધામાં (ધંધાદારી સેવાનો ધંધો) મોટી રકમો ભેગી કરવાની રીત સાથે સરખાવીએ, તો, પૈસા લઇ માલ વેચવાની રીતોમાં, આવકની શકયતાઓ વધારે પ્રમાણમાં નજરે પડશે.

ધંધાદારી સેવા ઉઠાવનારાઓની સંખ્યા, માલ વેચાતો લેવાની સંખ્યા કરતાં હંમેશાં કુદરતી રીતે ઓછી હોય છે.

તેમજ ધંધાને લગતી સેવા સ્થાનિક વિભાગમાંજ આપી શકાય છે, જ્યારે માલ તો દુનિયાના ગમે તે બજારમાં વેચી શકાય છે.

તેથી પૈસા લઇ માલ આપવો, એજ, જલદી પૈસા મેળવવાનો ઉત્તમ માર્ગ છે. પછી ભલે માલ તમે પોતે તૈયાર કર્યો હોય અગર બીજાઓએ બનાવ્યો હોય.

## વિચારની મહત્વતા

તમે પૈસા મેળવવા માટે વેપાર કરવાનો, કંઇ ધંધો કરવાનો અથવા નોકરી કરવાનો ઇરાદો કરો, પણ છેવટની સફળતા તો વિચાર ઉપરજ મુખ્ય આધાર રાખે છે.–તમે શું આપવાના છો અને તે કેવી રીતે આપવાના છો તે વિચાર ઉપર.

વિચારજ મોટી આવક મેળવી આપવામા શક્તિમાન થઇ શકે છે.

તેથીજ તમને જોઇતા પૈસા મેળવવાની રીતો તેમજ સાધનનાજ વિચારો ઘણાજ મહત્ત્વના છે. કારણકે હંમેશાં વિચારો કરતાં કરતાં તમારા મગજમાં એકાદ વિચાર એવો ઠસી જાય છે, કે તે અમલમાં મૂકવાથી, તે તમને જોઇતા પૈસા મેળવી આપશે.

વિચાર કઇ કઇ જરૂરિયાત પુરી પાડે છે, તે જરૂરિયાતના અભ્યાસ અને અડસટ્ટા ઉપર વિચારની કિંમતના અડસટ્ટાનો આધાર રહે છે.

## સારાંશ.

(૧) જે જે રીતો તેમજ સાધનો વડે તમારી ઇચ્છા સફળ થાય, તે વિષે હંમેશાં વિચાર કરો.

(૨) આથી તમારા મગજમાં સારા સારા વિચારોનો ભંડોળ એકઠો થશે, કે જે, આવક મેળવી આપવામાં ઉપયોગી નીવડશે.

(૩) ફોકટ, એમને એમ મળી જાય, એવી એકે વસ્તુ નથી, તે ખાસ યાદ રાખો. કંઇ પણ આપવાથીજ કંઇ પણ મેળવી શકાય છે, પછી તે સેવા કે નોકરી હોય, ધંધાદારી સેવા હોય અગર માલ હોય.

(૪) પૈસા લઇ માલ આપવો, એ પૈસા મેળવવાનો સૌથી સારો અને ઝડપી રસ્તો છે.

(૫) શું આપવું અને કેવી રીતે આપવું એ ઉપરજ સફળતાનો મૂળ આધાર રહેલો છે.

(૬) વિચાર કઇ કઇ જરૂરિયાત પુરી પાડે છે તેના અડસટ્ટા ઉપરથી વિચારની કિંમતનો અડસટ્ટો નીકળી શકે છે.

---

# પ્રકરણ ૫ મું.

## આવકનો મૂળ આધાર.

બધી જાતની આવકનો આધાર જરૂરિયાત ઉપર રહે છે. માણસોને જેની જરૂર છે, તે જો તેમની પાસે ન હોય, તો પોતાની પાસેનું કંઇ પણ આપીને પણ, તેઓ તે લેવા તૈયાર થાય છે. જે માણસ બીજાની જરૂરિયાતો પુરી પાડે અથવા બીજાઓને ઉપયોગી થાય એવી જરૂરિયાતો પેદા કરે અને ત્યાર પછી લોકોને તે પુરી પાડે, તો તે માણસની આવકમાં જરૂર વધારો થાય.

જેમ જેમ જરૂરિયાતનું મહત્વ વધારે, તેમ તેમ આવકના માર્ગો સહેલા થાય છે. તેમજ જો ઘણા માણસોને અમુક એકજ જાતની જરૂરિયાત પડતી હોય, તો જે માણસ એ જરૂરિયાત જેટલા પ્રમાણમાં પુરી પાડે, તેટલાજ પ્રમાણમાં તેની આવક પણ વધે છે.

માટે મોટા પ્રમાણમાં આવક વધારવી હોય તો તમારે એકાદ ચાલુ જરૂરિયાત શોધી કાઢવી જોઇએ અથવા એવી એકાદ જરૂરિયાત શોધી કાઢવી, કે લોકોને તેનો ઉપયોગ કરવાની ઇચ્છા થાય, અને તે જરૂરિયાત તમે પુરી પાડી શકો.

જેટલા પ્રમાણમા એ જરૂરિયાત પુરી પાડવાવાળાની સંખ્યા ઓછી તેટલા પ્રમાણમાં તમારે માટે આવક મેળવવાનું ક્ષેત્ર વધારે વિસ્તારવાળું.

ઉપર જણાવ્યા મુજબની બધી ગરજો પુરી પાડતી જરૂરિયાતો વિષે તમને જે પળે વિચાર સૂઝયો, તેજ પળે તમને સોનાની ખાણ મળી ગઇ એમ તમારે ખાત્રીપૂર્વક સમજવું.

ઉપર મુજબ કરવાને શક્તિમાન થવા માટે તમારે હંમેશાં જાગતાજ રહેવું જોઇએ, તેમજ જેમની પાસેથી તમારે પૈસા મેળવવાની ઇચ્છા

હોય, તેમની કઇ કઇ જરૂરિયાતો છે તેનો તમારે હંમેશાં સંપૂર્ણ રીતે અભ્યાસ કરતા રહેવું જોઇએ.

અહીં તે માણસોનું જ્ઞાન, તેમની ટેવો, તેમની રીતભાતો, વગેરેનો અભ્યાસ કરવાની જરૂર છે, અને ત્યાર પછી એ અભ્યાસને આધારે તમારે પાકો વિચાર બાંધવો.

આ બાબત પર ઉંડા વિચારો કરતાં કરતાં, તમને લોકોની તેમજ મંડળોની જરૂરિયાતો વિષેના વિચારો સૂઝે કે તમે તે બધી જરૂરિયાતો પુરી પાડી શકો એમ તમે ધારો, તો પણ એ બધી જરૂરિયાતો એક સામટી રીતે પુરી પાડવા એકદમ તૈયાર થઇ જશો નહિ.

તેમની ઉપર ઉંડો, પાકો વિચાર કરો અને તમને જે સૌથી ઉત્તમ લાગે તેનીજ પહેલવહેલી પસંદગી કરો. બધી જરૂરિયાતો ઉપર છુટક છુટક વિચાર કરી જોવો અને ત્યાર પછીજ છેવટના નિર્ણય પર આવવું.

તમે જે જરૂરિયાતો પુરી પાડવા માગો છો તેની કેટલા પ્રમાણમાં વ્યક્તિને અથવા મંડળને ગરજ છે તેનો અડસટ્ટો કાઢવો. ભૂતકાળમાં જે જરૂરિયાતો પુરી પાડવાથી લોકોને પુષ્કળ પૈસા મળ્યા હોય તે જરૂરિયાતોના વર્ગો પાડવા. તમે જેમને વેચવા માગતા હો તેમની ખરીદ કરવાની રીતો તેમજ ટેવોનો બારીક અભ્યાસ કરવો જોઇએ. તેમજ તેમની લેવાની શક્તિ કેટલી છે તે વિષે પણ વિચાર બાંધવો.

બીજા શબ્દોમાં કહીએ તો જો તમે પુષ્કળ પૈસા મેળવવા માગતા હો તો તમારી આસપાસના લોકોની તેમજ મંડળોની જરૂરિયાતોનો ઉંડો તેમજ સંપૂર્ણ અભ્યાસ કરી લેવો જોઇએ.

દુનિયાના ઘણાખરા લોકોની મુખ્ય જરૂરિયાતો કઇ કઇ છે, તેની કેટલા પ્રમાણમાં તેમને જરૂર છે તે બધાનો સંપૂર્ણ અભ્યાસ કરવો. ત્યાર પછી, જે જરૂરિયાત તેમને બરાબર રીતે પુરી પાડવામાં ન આવતી હોય, તે તમારે શોધી કાઢવી જોઇએ, અને તે તમારે તેમને

સંપૂર્ણ રીતે પુરી પાડવી જોઇએ. તમે આ પ્રમાણે તે જરૂરિયાત શોધી કાઢી, કે પૈસાદાર થવામાં અર્ધી સફળતા મેળવી છે એમ તરતજ સમજવું.

## સારાંશ.

(૧) જરૂરિયાતો એજ બધી જાતની આવકોનો મૂળ આધાર છે.

(૨) જેમની પાસેથી તમે પૈસા મેળવવા માગતા હો તેમનો સંપૂર્ણ અભ્યાસ કરો.

(૩) લોકોની એકાદ પણ અધુરી રહી જતી જરૂરિયાત શોધી કાઢો.

(૪) જેમ જેમ જરૂરિયાતોનું પ્રમાણ વધારે તેમ તેમ પૈસા મેળવવામાં વધુ સરળતા.

# પ્રકરણ ૬ ઠું.

## કિંમતનો અડસટ્ટો.

તમે અમુક જરૂરિયાત પુરી પાડવા માગો છો એ વિષે નિશ્ચય કર્યા પછી, ભવિષ્યમાં થનારાં ઘરાકોની જરૂરિયાત પુરી પાડો, તે પહેલાં, શરૂઆતમાં તેમજ પાછળથી, તે ચાલુ રાખવા માટે, કેટલો ખર્ચ આવશે તેનો અડસટ્ટો અગાઉથી બાંધવો જોઇએ.

જ્યાં સુધી, તમે કાચા માલનો, મજુરીનો, વ્યવસ્થાનો તેમજ મુડી વિષેનો સંપૂર્ણ અડસટ્ટો કાઢયો નથી, ત્યાંસુધી, શરૂઆત કરશો નહિ. તેજ પ્રમાણે તમે જે જોખમ તેમજ સાહસ ખેડવા માગો છો તેનો પણ ખરેખરો ખ્યાલ કરજો.

કઇરીતે જોખમનું પ્રમાણ ઓછું કરી શકાય, તેનો છુટક છુટક બાબતો પર, ઝીણવટથી જુદી જુદી રીતે વિચાર કરો. ઉપર જણાવેલી ચાર બાબતોમાં વધારેમાં વધારે કરકસરતા કરી શકાય છે કે કેમ, તેની ગણત્રી કરો, કે જેથી કામની શરૂઆત ઓછામાં ઓછા જોખમે કરી શકાય.

પ્રમાણિક અને કડક બનો, તેમજ દરેક બાબત તપાસો. અધુરૂં, ખાત્રી કર્યા વગરનું, કે સંપૂર્ણ તપાસ વગરનું કંઇપણ રહેવા દેશો નહિ. તમે ઘરાકોને જે માલ આપવા માગો છો, તેના ગુણો ઓછા કર્યા વગર, વધારેમાં વધારે કેટલો ખર્ચ ઓછો કરી શકાય, એ જોવા માટે, જરાએજરા ખર્ચ લખી લેવો. પડતર કિંમતનું એક અંદાજપત્ર કાઢો. તે અંદાજપત્ર પ્રમાણે તમને પાલવે છે કે કેમ, તે, તેમજ તમે અંદાજ-પત્ર પ્રમાણેજ ચાલો છો કે કેમ, તે ઉપર બરાબર ધ્યાન આપો. તેમજ સાથે સાથે, તરતની ઘરાકી મેળવવાનાં સાધનો અથવા તેને વધારવાની રીતોનો સંપૂર્ણ અભ્યાસ કરો. તમે જેમની જરૂરિયાત પુરી પાડવા માગો છો તેમની માલ ખરીદ કરવાની શક્તિનો પણ અડસટ્ટો બાંધવો.

આ બે મુખ્ય બાબતો ઉપર પાકો નિશ્ચય બાંધ્યા પછી, જો તમને બન્ને બાબતો સંતોષકારક લાગે, તો ઘરાકોની ખરીદ કરવાની ટેવોનો બારિકાઇથી અભ્યાસ કરો. સાધારણ રીતે, તેમની જરૂરિયાતો કઇ રીતે તેમજ કયા રૂપમાં તેઓ સંતોષે છે તે શોધી કાઢો. તેમજ તમારી તૈયાર થએલી વસ્તુ કેવી રીતે અને કયે રસ્તે તેમની સામે ધરવી કે તેઓને તે તરત પસંદ પડે તે પણ શોધી કાઢો.

એક સામટા ઘણા માણસોની પસંદગી મળે, અને એજ વખતે તમને વધારેમાં વધારે નફો પણ મળે, એવા રૂપમાં તમે તમારો માલ લોકો સમક્ષ ધરો.

આ ચોપડી વાંચતી વખતે પણ તમારા મગજમાં એકાદ નાના સરખા વેપાર જેવું, અથવા એકાદ નાનું કાર્ય તમે હાથમાં લીધુંજ હોય એમ પણ કદાચ બને. તેને છોડી દેશો નહિ. તૂર્ત લાભ એ ભવિષ્યના લાભ કરતાં સારો છે તે યાદ રાખો. તમે જે કંઇક હાથમાં લીધું છે, તે વિષે, તમે કદાચ થોડું જ્ઞાન પણ પ્રાપ્ત કર્યું હશે, અને કદાચ તમે એને દુનિયાની બીજી બાબતો કરતાં, વધારે સારી રીતે હાથ કરી શકો. તમારી પાસે જે જે સાધનો છે, તે વડે ઇચ્છેલી રકમ મેળવી શકાય એમ છે કે કેમ, તે વિષે સંપૂર્ણ વિચાર કરો. તમને લાગે કે એ બની શકે એવું છે, કે તમે તમારી હાલની સ્થિતિ બરાબર એવી રીતે વ્યવસ્થિત કરો કે ધારેલી રકમ ઠરાવેલી મુદતમાં તમને મળે.

તમારી હાલની સ્થિતિ ધારેલી રકમ મેળવવા માટે પરવડી શકતી નથી, એમ જો તમને લાગે, તો તમારી હાલની આવકને ધક્કો પહોંચાડ્યા વગર, તમારી પસંદ કરેલી સેવા આપી શકો, અગર માલ વેચી શકો, એવી એકાદ યુક્તિ શોધી કાઢો. જ્યારે તમને લાગે કે તમારી પાસે પોષણ માટેનાં સાધનો પુરેપુરાં છે, અને જ્યારે તમારો એકાદ વિચાર પૈસા પ્રાપ્ત કરાવી આપવામાં મદદરૂપ હોય, તે વખતે, તમારી હાલની સ્થિતિ તમારી પ્રગતિમાં વિઘ્ન રૂપ નીવડતી હોય, ત્યારેજ ફક્ત તમારી હાલની સ્થિતિ તમારે છોડી દેવી.

એક બાબત ખાસ ધ્યાન રાખો. શૂન્ય વડે (કંઇ પણ ન હોવું તે) શરૂઆત નહિ કરો. ગરિબાઇમાંથી બીજાઓ જાતમહેનત વડે કેવી રીતે તવંગર બન્યા, એમની વાર્તાઓ વાંચી, પોતાની પાસે કંઇ પણ હોવા વગર પોતે પણ ધંધો ચલાવી શકે, એમ કેટલાકો માને છે, પણ તમે આ તરંગમાં ખેંચાશો નહિ, તેની પાછળ જશો નહિ. કંઇ પણ ઉત્પન્ન કરવું હોય અને તે વેચવું હોય તો ઉપર જણાવેલી ચાર મુખ્ય વસ્તુની જરૂર છેજ એ ખાસ યાદ રાખો. કાચો માલ, મજુરી, વ્યવસ્થા અને મુડી આ ચારે વસ્તુઓ એકસરખા મહત્વની છે. તેમણે, જે લોકો વિષે વાંચ્યું છે તે લોકોએ કદાચ પ્રત્યક્ષપણે કંઇ પણ હોવા વગર, પોતાની જીંદગીની શરૂઆત કરી હશે, પણ જ્યારે, તેમણે માલ પેદા કરવાની તેમજ વેચવાની શરૂઆત કરી, અને તેમને પુષ્કળ પૈસા મળ્યા, તે વખતે તેમની મરજી પ્રમાણે ધંધો ચલાવવામાં, તેમને જોઇતી મુડી તેમની પાસે હતી.

માથે લીધેલા ધંધામાં સફળતા મેળવવા, જરૂરી બાબતો એકઠી કરો. એકાદ બાબતની ખામી, એટલે પ્રત્યક્ષ નિષ્ફળતા અને નાશ. કેટલાક માણસો કદાચ આવી સ્થિતિમાં પણ વ્યવસ્થિત રીતે કામ ચલાવે, પણ કામની શરૂઆત કર્યા પછી, જરૂરી બાબતોની તૈયારી કરવા કરતાં, જરૂરી બાબતોની તૈયારી પહેલાં કરવી, ને પછીજ કામની શરૂઆત કરવી એજ તમારે માટે વધારે સારૂં છે. કાળજીપૂર્વક વિચાર કરી યોગ્ય અંદાજ કાઢી, એક વખત કામની શરૂઆત કરી, કે પછી, નિરાશા અથવા અડચણો નડે, તો પણ લીધેલું કામ છોડવું નહિ. લોકોની જે જરૂરીયાત પુરી પાડવામાં આવી નથી, તે જરૂરિયાત તમે પુરી પાડો છો, એ સાચી હકીકતમાં તમે માનતા હો તો, પછી ગમે તેમ થાય, ગમે તેવી અડચણ આવે, તો પણ કામને વળગી રહેજો.

લોકોને જેની જરૂર છે તે વસ્તુ પુષ્કળ પ્રમાણમાં ઉત્પન્ન કરવાનું યાદ રાખો. તેમજ વેચાણ કિંમત પણ એવી રાખો કે તેઓ વેચાતી લઇ શકે અને તેઓ વેચાતી લેશે.

## સારાંશ.

(૧) કાચો માલ, વ્યવસ્થા, મજુરી અને મુડીની મૂળ કિંમત તેમજ જોખમનો પુરેપુરો અડસટ્ટો કાઢો, તેમજ બધી જરૂરી તૈયારીઓ થયા પછી કામની શરૂઆત કરો.

(૨) તમને એક વખત લોકોની જરૂરિયાતની પાકે પાયે ખબર પડી, અને તમારામાં તે પુરી પાડવાની શક્તિ હોય, તો તેનેજ વળગી રહેજો.

(૩) લોકોને જેની જરૂર છે તેજ વસ્તુ પેદા કરો. તેમજ તેની વેચાણ કિંમત પણ એવી રાખો, કે તેઓ વેચાતી લઇ શકે અને તેઓ વેચાતી લેશે.

---

# પ્રકરણ ૭ મું.

## યોજના.

કોઇ પણ વસ્તુની સિદ્ધિ, એ મેળવવા માટેની ખાસ નકકર યોજના પર આધાર રાખે છે. ઇચ્છીત આદર્શ પાર પાડવા માટે ભાગ્ય પર આધાર રાખી કરેલો પ્રયત્ન નિષ્ફળતામાંજ પરીણમે છે, અને કદાચ એમાં અણધારી ફતેહ આવી મળે છે તો એ નકકર યોજના-દ્વારા મળેલા વિજય જેવી સંપુર્ણ હોતી નથી. કોઇ પણ કાર્ય સફળ બનાવવા માટે ઘડેલી યોજનામાં સફળતાની સંપુર્ણ ખાત્રી સમાયલી છે, કારણ કે, કાર્યસિદ્ધિ માટે પહેલેથી છેલ્લે સુધીના યોગ્ય પગલાંનો એમાં વિચારપુર્વક માર્ગ નકકી કરાયલો હોય છે. યોજનાથી કાર્ય ફતેહમંદ બનાવવા માટેના માર્ગમાં નડતી મુશ્કેલીઓ ઓછી થાય છે, અને એનો સફળતાપુર્વક સામનો કરી શકવાનું શકય બને છે.

યોજનાનું ઘડતર જેટલું વિગતવાર, જેટલું મુશ્કેલીઓ અને એનો સામનો કરવાની ગણત્રીવાળું, એટલોજ એનો અમલ અને કાર્યની સફળતા સહેલી.

એકાદ આદર્શ, યોજનાપુર્વક પાર પાડવા માટે આટલી બાબત ખાસ જરૂરી છે—

(अ) કાર્યનું નિર્ણીત સ્વરૂપ.

(ब) સફળતાના માર્ગમાં રહેલી મુશીબતો કે જેમાંથી પસાર થઇ ચોકકસ કરાયલા સમયમાં કાર્ય સિદ્ધિ થઇ શકે એનું પુરેપુરૂં ભાન.

(क) માર્ગમાં રહેલી મુશ્કેલીઓની દીર્ઘદ્રષ્ટિ.

(ड) મુશ્કેલીઓ પાર કરવા માટેની ચોકકસ ગણત્રી અને રીતો.

(च) યોજનાની પ્રત્યેક બાબતની બારીક સમીક્ષા.

(छ) યોજના સંપુર્ણ ન થાય ત્યાં સુધી એનો વિગતવાર અમલ.

આગળના પ્રકરણોમાં આપણે એ બાબત ઉપર ભાર મુકી જોઇ ગયા કે પૈસા કમાવાની, ધનવાન બનવાની, ઇચ્છા ફળીભૂત ત્યારેજ થઇ શકે કે ત્યારે એ માટેના માર્ગની યોજના ઘડી કાઢી એનો અમલ કરવામાં આવે. આવી યોજના સંપુર્ણ રીતે સાચી, વ્યવહારૂ અને કાર્યમાં મુકી શકાય એવી હોવી જોઇએ.

તમારે એ ભુલવું ન જોઇએ કે તમે એક મહત્વના કામની જવાબદારી લો છો. કામ પાર ઉતારવા માટે એની યોજના સાંગોપાંગ સુંદર અને ખામી રહીત હોવી જોઇએ એટલા માટે તમે ખુશીથી યોજના ઘડો, તે માત્ર તમારીજ કાર્યશક્તિ, શિક્ષણ, અનુભવ, અને પરીક્ષણનુંજ પરીણામ ન હોવું જોઇએ, પરંતુ એ લાઇનના વધારે અનુભવી, વધારે શક્તિશાળી, વધારે શિક્ષીત તેમજ કુશળ માણસોનું મંડળ રચો, અને એની પાસેથી તમારી યોજનાની એકેએક વિગતની પરીપુર્ણતા માટે ખાસ ખાત્રી મેળવો.

કેટલાક લોકો ધારે છે કે ફકત પૈસો પૈસાને પેદા કરે છે. આ તદન ખોટું છે. ચોક્કસ હૃદય પુર્વકની ઇચ્છાનો, આ પુસ્તકમાં અપાયલી ઉપયોગી તેમજ મહત્વપુર્ણ ભલામણો સાથેનો અમલ, એજ માત્ર પૈસા મેળવવાનો માર્ગ છે. માટે એની યોજના ઘડવામાં પુરેપુરૂં ધ્યાન આપો. પૈસા કમાવા માટેની આવી યોજનાનો અમલ સાહસપુર્વક ન કરતાં સંપુર્ણ વિચારીને કરજો. જ્યાં સુધી તમે સાચી રીતે, દીલ લગાડીને અને ઉત્સાહ સાથે, યોજનાપુર્વક કામ નહી કરો, ત્યાં સુધી, સાચી પ્રગતિ શકય નથી.

### યોજનાનો અમલ.

કાર્યની સફળતા માટે યોજાયલા ક્રમના અમલમાં પુરતી સંભાળ અને બાહોશી જરૂરનાં છે. માણસ ગમે તેટલો ઉજવળ આદર્શનો હોય અને એવું માનતો હોય કે એ શક્તિશાળી છે તેમજ ધારે એ રીતે સહેલાઇથી કમાઇ શકે એમ છે, પરંતુ આ વસ્તુ જ્યારે અમલમાં મુકવાનો સમય આવે કે એ ધારણા ધુળ મળી જાય છે, અને કાર્ય

ભારે મુશ્કેલીઓથી ભરેલું લાગે છે. સામાન્ય રીતે કાર્ય કરવાની ઇચ્છા અને યોજનાનું ઘડતર આરામ ખુરશી પર બેઠાં બેઠાં થઇ શકે એવી મગજ અને કલ્પનાની બાબત છે. પરંતુ યોજના મુજબ કાર્ય કરી બતાવવામાં ભારે ઉત્સાહ, ધગશ અને અસાધારણ કાર્યશક્તિ આવશ્યક છે.

જે માણસ ઇચ્છીત વસ્તુના આદર્શને ભુલી જઇ અવળે માર્ગે ચઢી જાય છે એનામાં ખરી કાર્યશક્તિકે ધગશ હોતાં નથી.

ગમે તેવી મુશીબતોને પણ સહી લઇ પોતાના ધારેલાં કાર્યની સિદ્ધીને માર્ગે જનાર માણસજ સફળતા વરી શકે છે. આવો માણસ કદી પણ નિરૂત્સાહ નહિ બને, અને પદ્ધતિસર તેમજ યોજનાપુર્વક કામ કરશે. એ પુરેપુરૂં વિચારશે, પોતાની શક્તિમાં સાચો ઉત્સાહ પુરશે, એટલુંજ નહિ પરંતુ સફળતાની આશામાંથી જન્મતી શક્તિને તે સાચી રીતે સાધનામાં ઉપયોગ કરશે.

## આમ કેવી રીતે કરવું ?

આ પદ્ધતિએ કાર્ય કરવાનું જ્ઞાન કઇ રીતે મેળવી શકાય ? એનો એકજ માર્ગ છે અને એ અખુટ કાર્યશક્તિ, અદમ્ય ઉત્સાહ તેમજ નિર્ણીત આદર્શની સિધ્ધી માટે સતત રસદ્રષ્ટિથી કાર્યમગ્ન રહેવું તે.

## અખૂટ કાર્યશકિત.

કાર્યશક્તિ શબ્દ, યોજના પ્રમાણે સંપુર્ણ વિગતથી અને અસરકારક રીતે કામ કરવાનો સુચક છે. શકય એટલી વિશાળ ધગશ એકઠી કરી એ દ્વારા સિદ્ધિના માર્ગ પર પગલાં ભરવામાં સાચી કાર્યશક્તિ રહેલી છે.

## અદમ્ય ઉત્સાહ.

માર્ગમાં ગમે તેટલી મુશ્કેલીઓ પડી હોય પરંતુ એથી નિરાશ ન થતાં મકકમપણે સફળતા માટે મથતા રહેવું. સાચા ઉત્સાહનું એ

મુખ્ય લક્ષણ છે. કાર્યની શરૂઆત કર્યા પછી અનુભવ અને બુદ્ધિથી આસ્તે કદમ આગળ ધપવું જોઇએ.

### સતત રસદ્રષ્ટિ.

કોઇ પણ કાર્યમાં શરૂથી છેવટ સુધી સતત રસદ્રષ્ટિ આવશ્યક છે, એટલુંજ નહિ પરંતુ તમારી યોજનામાં સાથ આપનાર સૌનો સહકાર એ રીતે કેળવવા પ્રયત્ન કરવો જોઇએ કે જેથી એની પણ રસદ્રષ્ટિ કાર્ય સધાય ત્યાં સુધી જળવાઇ રહે.

એટલુ અવશ્ય ધ્યાનમાં રાખવું જોઇએ કે એકલી કાર્યશક્તિ, ઉત્સાહ કે રસદ્રષ્ટિ ઉપયોગનાં નથી. પરંતુ સફળતા માટે ત્રણેનો સુમેળ એકી સાથે હોવો જોઇએ.

અમેરીકાના મહાન પુરૂષ અને દુનિયાના એક મહાન શ્રીમંત આદમી એન્ડ્રયુ કોર્નેજી કહે છે કે તેઓ ફકત હુંશીઆર હોવાથીજ દુનિયાના સૌથી વધુ ધનવાન વ્યક્તિ બની શકયા નથી, પરંતુ હુંશીઆર માણસોને એમણે કામ માટે રોકયા અને એમનો સંપુર્ણ સાથ મળ્યો એથીજ તેઓ એટલા મહાનપદે પહોંચી શકયા હતા. કોઇપણ સહકાર્ય કરના મીઠા સહકારને એમણે કદી વણસાડવાનું કારણ આપ્યું ન્હોતું. કાર્ય ગમે તેટલું કઠીન અને મોટા પ્રમાણમાં હોય પરંતુ સાચી રીતે અને યોજનાપુર્વક કરતાં એની સિધ્ધિ માટે જરાપણ શંકા રાખવાનું કાંઇ કારણ નથી.

### માણસો ફળીભુત કેમ નથી થતા?

પોતાનાં ધારેલાં કામમાં ફળીભુત ન થનાર દુનિયાના સર્વ પરાજીત માણસોના મોટા ભાગનું અવલોકન કરતાં જણાય છે કે, તેઓ શ્રીમંત થવાની જીવનની એક અદમ્ય ઇચ્છા પુર્ણ કરવામાં પાછા પડે છે કારણ એમનામાં સંપુર્ણ આત્મ શ્રધ્ધા નથી. એટલુંજ નહિ, પરંતુ તેઓ કદીય અગાઉથી કાર્યની યોજના ઘડતા નથી અથવા એમ હોય તો પણ એ માટે જોઇતી આત્મશ્રધ્ધાની ખામી આવા પરાજય પાછળ રહેલી હોય છે.

સ્વશિસ્ત, કાર્યતત્પરતા, દૃઢનિશ્ચય, એકાગ્રતા, વિગેરે ઉપયોગી તત્વોની ખામીઓથી ભરેલાં જીવનનો આદમી કદીય કાર્યમાં સફળતા પ્રાપ્ત કરી શકતો નથી.

અને આવા માણસો જીંદગીની એકપણ મહત્વાકાંક્ષા સિધ્ધિ કર્યા સિવાય ગરીબાઇ અને બેહાલ દશામાં જીવન પુરૂં કરે તો એમાં નવાઇ શી હોઇ શકે?

જો તમે જીવનમાં સફળતા ઇચ્છતા હો તો તમારા જીવનન દર્શે પહોંચવાની સંપુર્ણ યોજના ઘડી કાઢો. સિદ્ધિના જુદા જુદા માર્ગો અને સાધનોનો વિચાર કરો, કે જેનાથી તમે તમારી આશા પુર્ણ કરી શકો. અને ત્યાર પછી તમારી યોજનાને અખુટ કાર્ય શક્તિ, અદમ્ય ઉત્સાહ, અને સતત રસદ્રષ્ટિ સાથે અમલમાં મુકો. પરીણામે તમને જાણીને નવાઇ થશે કે કેવી સુગમતાથી તમે તમારૂં ધાર્યું કરી શકો છો. પરંતુ હા તમારી ઘડેલી યોજના અને એનો અમલ સંપુર્ણ રીતે દોષ રહીત હોવો જોઇએ.

આટલું છતાંય જો તમો કદાચીત નિષ્ફળ નીવડો તોપણ હિંમત હારશો નહિ. કામચલાઉ આવી પડેલી નિષ્ફળતા કદીય સદાકાળ ટકતી નથી. એનો અર્થ એમ થઇ શકે કે તમારી કાર્યની યોજનામાં કયાંક ખામી છે. એમાં વાસ્તવીકતાને મુર્તિમંત કરવાની તાકાત નથી.

કામચલાઉ નિષ્ફળતા એ યોજનાના ઘડતરમાં રહેલી ભૂલની દુરૂસ્તી સુચવે છે.

હેનરી ફોર્ડ દુનિયાનો એ એક મહાન કરોડાધિપતી જીવનમાં ભારે જબ્બર ફતેહ મેળવી શકયો. કેવી રીતે? એની પાસે તમારાથી કોઇ ઉચ્ચ કક્ષાની બુધ્ધિ ન્હોતી. પરંતુ પૈસા કમાવાની નકકર અને વિચારપુર્વકની યોજના એના મગજમાં હતી. એનો એણે ઉપયોગ કર્યો અને એ જગતના મહાન શ્રીમંતોની ગણનામાં આવી ગયો.

યાદ રાખજો કે કાર્યની રૂપરેખા,–યોજના–જેટલી નકકર એટલીજ કાર્યની સફળતા સહેલી. ધારો કે કોઇ યોજના ખાલી ગઇ તો પણ આશા ભંગ ન થતાં ફરીથી વિચારો, યોજનાનું પુનઃ અવલોકન

કરો, પરંતુ નિષ્ક્રીય બની જતા નહિ. માણુસ પોતાની ધારણા પાર પાડવામાં વાસ્તવીક રીતે કદીય નિષ્ફળ જતો નથી. આ સત્યનેજ હંમેશાં તમારી નજર સામે હૃદયમાં કોતરાયલું રાખો.

ન્હાની ન્હાની નિષ્ફળતાઓ વટાવીનેજ માણુસ મોટી સફળતા મેળવી શકે છે. આ કથનને કદીય ન ભૂલો. જ્યારે નિષ્ફળતા આવે ત્યારે તમારીજ યોજનામાં ખામી છે એમ ધારીને એનો બહાદુરી-પુર્વક સ્વીકાર કરી લો. ત્યાર બાદ એને ફરીથી વિચારો, ખામી જણાય ત્યાં સુધારો, અને ફરીથી એ મુજબ કાર્ય આરંભો. જ્યાંસુધી તમે તમારૂં ઇચ્છીત ધ્યેય પ્રાપ્ત ન કરો ત્યાંસુધી પ્રયત્ન કરતા રહો.

નિરૂત્સાહી આદમી કદીય સફળ થતો નથી અને સફળતા મેળવ-નાર કદીય નિરૂત્સાહ બનતો નથી એ ભુલશો નહિ.

## કાર્ય યોજના દોરવાની ટેવ કેવી રીતે પાડવી ?

કોઇ પણ કામ શરૂ કરતાં પહેલાં એની રૂપરેખા દોરવાનુ આવશ્યક છે. આ ટેવ કેવી રીતે કેળવવી? જીવનનો મુખ્ય ઉદ્દેશ સિદ્ધ કરવામાં કે અમુક એકાદ ઇચ્છા સંતોષવામાંજ આ યોજનાનો અર્થ સમાઇ જતો નથી. પરંતુ જીવનનો નાનામાં નાનો આદર્શ પાર પાડવા માટે પણ એના માર્ગની રૂપરેખા પહેલાં વિચારો. યોજના પ્રથમ ઘડો. જીવન અને એના કાર્યને યોજનાત્મક બનાવો. અને એ યોજના અનુસારજ જીવનમાં આગળ વધો છે એ વસ્તુ ઉપર બરોબર લક્ષ રાખો.

દરરોજ સવારે ઉઠતાં પહેલાં દિવસના કરવાનાં કામોની રૂપરેખા દોરો. રાત્રે સુતી વખતે એ પ્રમાણેજ તમે વર્ત્યા છો કે નહિ અને આખા દીવસમાં તમે કેટલું કાર્ય પાર પાડયું એનો શાંતિપુર્વક વિચાર કરી નોંધ લો. તમે તમારી પોતાનીજ હાજરી લો. તમો પોતાનેજ નીચેના પ્રશ્નો પુછો—

(૧) મેં સ્હવારમાં તૈયાર કરેલા પ્લાન (યોજના) પ્રમાણેજ આખા દીવસમાં કાર્ય કર્યું છે? જો નહિ તો શા માટે?

(૨) મારી યોજનાનો અમલ મેં ઉત્સાહ, શક્તિ અને રસદ્રષ્ટિ સાથે કર્યો છે?

(૩) કાર્ય અને એની યોજના સંપુર્ણ અસરકારક બને એ માટે મેં શું કર્યું?

(૪) દિર્ઘદ્રષ્ટિના અભાવે મેં મારી શક્તિઓનો દુરૂપયોગ કર્યો છે?

(૫) સ્હવારમાં નકકી કરેલાં દૈનિક ખર્ચ પ્રમાણે મેં ખર્ચ કર્યું છે?

(૬) મેં મારા આત્મસંતોષ મુજબ અથવા જેના માટે કામ કરૂં છું એના સંતોષ મુજબ કામ કર્યું છે?

(૭) કાર્યને સફળ બનાવવા માટે મેં હાલ કેવાં પગલાંઓ વિચારી રાખ્યાં છે?

ઉપર આપેલા સવાલોના તમે તમારી મેળેજ ઉત્તર આપો. તેથી તમે તમારી ખામીઓ દુર કરી શકશો. એટલુંજ નહિ પરંતુ સ્હવારમાં જે પ્રમાણે દરરોજ યોજના ઘડી હોય એ પ્રમાણેજ કામ કરતાં શીખશો.

આગળ આપેલા દરરોજ સવાલો પ્રમાણે મહીને મહીને તેમજ વર્ષે વર્ષે પુછવાના સવાલોનું પત્રક પણ ઘડી કાઢો. આ સર્વનું ધ્યેય તમારા કાર્યની સફળતા પર હોવું જોઇએ.

આટલું થયા પછી તમે ઘડેલી કાર્યક્રમની રૂપરેખા પ્રમાણેજ હંમેશની, મહીનાની કે વર્ષના અંદાજ પ્રમાણે આગળ ધપતા રહો. આમ કરી તમે તમારૂં મનનું ધાર્યું જરૂર કરી શકશો.

## સારાંશ.

(૧) મનમાં ધારેલું કામ યોજના પ્રમાણે—પ્રયત્નથી પાર પાડી શકાય.

(૨) કોઇપણ કાર્ય માટેની યોજના ૭ વિભાગોમાં વહેંચાયલી છે. (૧) સિદ્ધ કરવા ધારેલા ઉદ્દેશનું ચોકકસ સ્વરૂપ, (૨) સફળતા મેળવવા માટે યોગ્ય માર્ગો અને રીતોનો બરોબર વિચાર, (૩) માર્ગમાં આવનારી મુસ્કેલીઓનું ભાન અને એને દુર કરવાની લાંબી નજર, (૪) ઝીણામાં ઝીણી વિગતને પણ ધ્યાનમાં લઇને કાર્યની યોજનાનું ઘડતર, (૫) યોજેલા કાર્યક્રમનો અખુટ કાર્ય

શક્તિ, અદમ્ય ઉત્સાહ અને સતત રસદ્રષ્ટિ સાથે અમલ, (૬) નાની નિષ્ફળતાઓથી કદીય ન કંટાળવાનો દૃઢ આત્મનિર્ણય.

(૩) કાર્યનો પ્લાન માત્ર કલ્પના ઉપરજ નહિ પરંતુ પુરેપુરી વાસ્તવીક રૂપે અમલમાં મુકી શકાય એ પ્રમાણે કરો.

(૪) જે કામ માટે પ્લાન તમે ઘડો એ લાઇનમાં તમારાથી વધારે કેળવાયેલ, વધારે અનુભવી અને વધારે સમજુ આદમી પાસે એની કસોટી કરાવો.

(૫) કામચલાઉ કે હંમેશના પરાજયને કદીય લક્ષમાં ન લ્યો. એ પરાજય તમારી યોજનામાંજ ખામી દેખાડે છે. ફરીથી કાર્યક્રમ દોરો અને ફરીથી કામ કરવા માંડો.

(૬) તમારા કાર્યની યોજનાના (પ્લાનના) અમલમાં સંપુર્ણ કાળજી અને ઉત્સાહ મુકો. જેટલા આનંદથી તમે એમ કરશો એટલોજ આનંદ તમે પરીણામે ભોગવી શકશો.

(૭) મોટા પ્રમાણમાં માણસો પોતાના ધારેલાં કાર્યમાં નિષ્ફળ નીવડે છે કારણ કે તેઓ અગાઉથી કાર્યની રૂપરેખા દોરતા નથી, અને એમ કરે છે તો એનો યોગ્ય રીતે અમલ કરવામાં પાછા પડે છે, કારણ કે એમનામાં સ્વશિસ્ત, કાર્ય તત્પરતા, દ્રઢ નિશ્ચય અને દિર્ધદ્રષ્ટિની ખામી હોય છે.

(૮) કદીપણ કામ વગર નહી રહેતા.

(૯) જીવનની નાનામાં નાની જરૂરીઆત માટે પણ યોજનાત્મક બનવાનો આગ્રહ રાખો.

(૧૦) સૌ પહેલાં તમે મેળવવા ચાહતા હો એ વસ્તુ, એ આદર્શ માટે પુરેપુરી વિગતથી યોજના ઘડી કાઢો અને એના પ્રમાણે દરરોજ, માસીક અને વાર્ષિક રીતે અમલ કરો.

(૧૧) તમારા દરરોજના કામોની તમે પોતેજ રાતે સુતાં પહેલાં તપાસ કરો અને તમે કાર્યક્રમ પ્રમાણે બરોબર વર્ત્યા છો કે નહિ એ જુઓ.

---

# પ્રકરણ ૮ મું.

## આંતરપ્રેરણા અથવા દબાણ.

યોજના એ કામ સફળ કરવાનું અંગ છે. કાર્યનો પ્લાન અથવા યોજના દોર્યા પછી જો એનો અમલ ન થાય તો એ માટેની મહેનત ફોગટ જાય. માટે, લીધેલો શ્રમ સફળ કરવા માટે એનો અમલ થવોજ જોઇએ. તમને કામ કરવા માટે હૃદયમાં થતી લાગણીને આંતર-પ્રેરણા અથવા દબાણ કહે છે.

આંતરપ્રેરણા એ અમુક પ્રયત્નોને અંતે પરિશુધ્ધ થયેલાં મનની શક્તિ છે. એ ઉત્સાહ, વિશ્વાસ અને આશાનું ફળ છે.

આ પોતાની મેળે પેદા થતી શક્તિનો વિકાસ કરો. એમાં ગમે તેવા નિષ્ક્રીય આદમીને પણ કાર્ય માટે તૈયાર કરવાની તાકાત છે. કોઇપણ વ્યક્તિમાં જાદુઇ ચેતના એ મુકી શકે છે.

અનેક માણસોમાં જરૂરીઆતના અભાવે આંતરપ્રેરણા કરમાઇ જાય છે. ઘોર ગરીબી અને આવશ્યકતાના ભેગાં દબાણથી કેટલીક વખત માણસ સાહિત્ય, કલા, કે વિજ્ઞાનની મહાન અમરકૃતિ સર્જન કરી જાય છે. બહુ અંશે કામ કરવાની પ્રેરણા આપનાર આ ઇચ્છા, એ ચોકકસ ધ્યેય કે અમુક પ્રકારની ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરવાની જીજ્ઞાસા છે.

પરંતુ સામાન્ય રીતે માણસમાં રહેલી આ પ્રેરણા એ એક પ્રકા-રના નિર્ણીત આદર્શ માટેનો તલસાટ છે. આ અદમ્ય ઇચ્છા મન ઉપર કાબુ મેળવી એને ચોકકસ સ્થિતિમાં મુકે છે. આંતરપ્રેરણા એ આવાજ પ્રકારની મનની સ્થિતિનું ફળ છે. આથી આવી ઉચ્ચ દરજ્જાની મનઃસ્થિતિએ પહોંચવાનો પ્રયત્ન કરો, અને જ્યાંસુધી તમે તમારા ધારેલી સફળતાએ પહોંચી ન શકો ત્યાંસુધી એને ટકાવી રાખો.

જો તમે પૈસા કમાવાની જીજ્ઞાસા ધરાવતા હો, પરંતુ એ માટે આંતરપ્રેરણા જગાવવાની કક્ષાએ તમારાં મનની સ્થિતિ ન પહોંચી હોય તો એમ કરવાનો પ્રયત્ન કરો. આત્મ સુચનાદ્વારા એને ખીલવો.

## આત્મસુચના.

આત્મસુચના એ પાંચ જ્ઞાનેન્દ્રિયોદ્વારા તમારા અંતરદ્વારે પહોંચી શકે એવી સ્વયંસ્ફુરીત ઉતેજના શક્તિ છે. આ શક્તિથીજ તમે તમારા વિચારો કેળવી ઇચ્છીત આદર્શ પ્રાપ્ત કરી શકશો.

માણસના મનનું બંધારણ એવાજ પ્રકારનું છે કે પોતાની પાંચે ઇન્દ્રિયદ્વારા મનની અર્ધ કેળવાયલી હાલતને પહોંચતી કોઇ પણ લાગણી પર કાબુ રાખી શકે છે. આત્મસુચના એ મનના કોઇ પણ અપકવ વિચારો કે ચોકકસ આદર્શોપર કાબુ ધરાવનાર અદભુત શક્તિ છે.

## આત્મસુચના કેવી રીતે મેળવવી ?

તમે જેટલા પ્રમાણમાં પૈસા કમાવા ચાહતા હો એ અને એ કેવી રીતે તમે મેળવી શકશો એની નકકી વિચાર યોજના લખી કાઢો. સ્હવારે ઉઠતાં પહેલાં અને સ્હાંજે આરામ માટે જતાં પહેલાં સાચી લાગણીથી, શ્રધ્ધા, વિશ્વાસ અને ઉત્સાહ સાથે એનું મનન કરો. મનમાં તમારી ઇચ્છીત રકમને સ્થાપિત કરી એના ઉપરજ તમારા વિચારો રોકો. જ્યાં સુધી તમે તમારા દીલની આંખો સામે જોઇતી રકમ પ્રાપ્ત કરવાનો માર્ગ ન જોઇ શકો, ત્યાં સુધી, તમારા દરેક વિચારોને એકત્રીતપણે એજ આદર્શપર ઠેરવી રાખો. આ વસ્તુપર વારંવાર પ્રયત્નશીલ બનો. તમે તમારી ઇચ્છા પ્રમાણેની રકમ મેળવી ચુકયા છોજ એમ વિચારો અને વર્તો. થોડાજ સમયમાં ધીમે ધીમે તમે તમારા વિચારોમાં જોઇતી વસ્તુ વસ્તુ (પૈસા) ને મેળવવાની પ્રેરણા આથી જગાવી શકશો. તમારામાં સફળતા મેળવવામાં ફળીભૂત થાવ ત્યાં સુધી કાર્ય કરતા રહેવાની

ધગશ જાગશે, અને તમારા પ્રયત્નોને અંતે તમે ઇચ્છીત રકમ મેળવી શકશો. શ્રીમંત બની શકશો.

તમે કદાચીત પૈસા કમાવા માટેની કોઇપણ યોજના તૈયાર કરવાની સ્થિતિમાં નહિ હોવ તો પણ આ આત્મપ્રેરણા કલ્પનાના સહકાર સાથે તમારા મનને પ્રેરણાત્મક યોજના વારંવાર ઘડવા માટે ઉત્સાહ અને શક્તિ આપશે. તમારાં મનમાં આવેલાં ઉત્સાહના પુરને કદીય ફોગટ જવા નહિ દેતા. એનો ઉપયોગ કરજો. અને એ તમારામાંજ કાયમ રહે એમ કરજો. એની પરીક્ષા કરી કસોટીએ ચઢાવજો એટલુંજ નહિ, પરંતુ એનાથી તમે આગલાં પ્રકરણોમાં જણાવેલી તમારી મનોવાંચ્છના પુરી કરી શકશો કે નહિ એની તુલના કરજો. પ્રયત્નમાં મુકી શકાય એવા ક્રિયાત્મક વિચારો ચુંટી કાઢી તુરતજ કાર્યક્રમ તૈયાર કરજો અને એ પ્રમાણે કામ કરવાનું શરૂ કરો. આવા પ્રયત્નમાં જો તમો નીષ્ફળ નીવડો તો તમારી સફળતા માટે એ ભારે અનર્થકારક પુરવાર થશે.

## સારાંશ.

(૧) કોઇ પણ કામની ગમે તેટલી કાળજીપુર્વક તૈયાર કરેલી યોજના જ્યાંસુધી પ્રયત્નમાં ન મુકાય ત્યાંસુધી નકામી છે.

(૨) માણસને યોજનાનો અમલ કરવામાં પ્રયત્ન શીલ બનાવનાર શક્તિ એ આત્મપ્રેરણા છે.

(૩) આ આત્મપ્રેરણાને ખીલવો. એમાંથી તમે જાદુઇ ઉત્સાહ મેળવી શકશો.

(૪) એક ચોકકસ ધ્યેય પ્રાપ્ત કરવા ઇચ્છતા મનની આત્મપ્રેરણા એજ પેદાશ છે. એનું સર્જન આત્મ સુચનાદ્વારા પણ થઇ શકે છે.

(૫) આત્મસુચના એ પંચેન્દ્રિયદ્વારા અર્ધ જાગ્રત અંતરાત્માને ઉ-તેજી પુર્ણ જાગ્રતિએ પહોંચાડનાર શક્તિ છે.

(૬) આત્મ સુચનાનો, આત્મપ્રેરણા જગાવવા માટે અમલ કરતાં તમારી મહત્વાકાંક્ષાને શબ્દનું રૂપ આપી લખી કાઢો. એ પ્રમાણે યોજના ઘડી દરરોજ સ્હવારે તેમજ રાત્રે પુર્ણ લાગણીથી, શ્રદ્ધા, વિશ્વાસ, આશા અને ઉત્સાહ સાથે એનું મનન કરો. જ્યાંસુધી તમે તમારી ઇચ્છીત વસ્તુ મેળવી ન કરી શકો ત્યાંસુધી તમારા સર્વ વિચારો એજ પ્રયત્નમાં રોકાયલા રહેવા જોઇએ.

(૭) આત્મપ્રેરણા ફકત તમને તમારી યોજના પ્રમાણે કામ કરવાની ધગશ જગાવનાર શક્તિજ છે એમ ન સમજશો, પરંતુ એથી તમારા મનમાં જુદા જુદા વિચારો અને યોજનાઓ પણ સ્ફુરશે, જે તમોને સંપુર્ણ સફળતાના માર્ગે લઇ જશે.

(૮) આત્મપ્રેરણાનો મુખ્ય ઉદ્દેશ તમને સતત કાર્ય કરતા રાખવાનો છે.

---

# પ્રકરણ ૯ મું.

## કાર્ય.

કદીય ન ભુલશો કે અંતરમાં જાગતી પ્રેરણાનું દબાણ માત્ર તમને કાર્યમાં મશ્ગુલ રાખવાના ઉદ્દેશ માટેજ છે. તમે આદરેલાં કાર્ય પાછળ ઉત્સાહ અને ખંતથી મંડયા રહો. જ્યાંસુધી આરામની જરૂર ન જણાય ત્યાંસુધી અટકયા વિના કાર્ય કરતા રહો. એકાદ દિવાનાની માફક સતત કામ કરો. કામમાં રહેલા ઉત્સાહનો નશો કરો. તમને કદીય કંટાળો આવશે નહિ. તમે ઘડેલી યોજના પ્રમાણે કાર્ય કરવામાં તમારી એકેએક મીનીટ ખર્ચાવી જોઇએ. જ્યારે જરૂર જણાય ત્યારેજ ફરીથી નવા ઉત્સાહ માટે પુનઃ કાર્ય કરવાના ઉદ્દેશથી આરામ લો, અને ત્યાર બાદ નવી પ્રેરણા અને નવા આનંદ સાથે અધુરાં કાર્યને ફરીથી શરૂ કરો. યુગોસ્લાવીયન કહેવત પ્રમાણે તમારો પણ 'ફકત કાર્યમાંજ જીવન છે' એજ મુદ્રાલેખ બની જવો જોઇએ.

તમે જે કાંઇ કરો એનું સારામાં સારૂં પરીણામ મેળવવા માટે તમે પોતાને 'હુંજ કરૂં છું' એમ માની ના લ્યો, પરંતુ અંતરાત્માની મહાન પ્રેરણાનાજ હથીઆરરૂપે તમે કાર્ય કરી રહ્યા છો એવીજ માન્યતા હંમેશાં નજર સામે રાખો. તમે તમારી ઘડેલી યોજનાને એક પગલું આગળ મુકતાં પહેલાં બરોબર જુઓ અને ત્યાર પછીજ બીજું પગલું ભરો. કાર્યની વૃતિ પર તમારાં મન, શરીર અને આત્મા ત્રણેને કેન્દ્રીત થવા દો.

હંમેશાં સ્મરણમાં રાખજો કે જગતની કોઇ પણ મહાન સિદ્ધિ કાર્યની ધગશ, કઠીન કસોટી અને સંપુર્ણ શિસ્ત સીવાય મેળવાતી નથી. સફળતાના માર્ગમાં વારંવાર આવતી મુશ્કેલીઓથી અનેક વખત તમને કંટાળો પણ આવશે. પરંતુ એવી મુશ્કેલીઓના અવરોધથી જરાય ચલીત ન થતાં તમે તમારા યોજેલા માર્ગ ઉપરજ ચાલ્યા જજો. અંતે ઝળકતી સિદ્ધિ તમારીજ છે.

## કાર્ય કરવાની ટેવ.

કાર્ય કરવાની ટેવ કેવી રીતે પાડવી? કદીય એક મીનીટ પણ નકામાં ન બેસવાનો નિર્ણય કરો. તમારાથી રહેવાય એટલા કામમાં મચ્યા રહો. સૌથી વધુ અગત્યની અને લક્ષમાં લેવા યોગ્ય એ બીના છે કે તમે જે કાંઇ કરો એ પહેલેથી યોજના ઘડીનેજ કરો. તમારા એકે એક કાર્યના અંગ માટે અગાઉ દોરેલી રૂપરેખા હોવી જોઇએ. ચોકસ સમયમાં આટલું ચોકસ કામ થઇજ જવું જોઇએ એવી સમયની પહેલેથીજ હદ બાંધો. બાદ, કાર્યને એ પ્રમાણે વિગતમાં વહેંચી શરૂ કરો. અંતમાં મુકરર સમયે તમે કાર્ય પુર્ણ કરી શકયા કે નહિ એ તપાસો.

સારામાં સારી રીતે કાર્ય સંપુર્ણ થવું જોઇએ. એ કાળજી સાથે કાર્યનું પ્રમાણ પણ ના ભુલો. અને એ સમયસર પુરૂં કરવા તમારી ઝડપમાં વેગ પુરતા રહો. જેમ બને તેમ થોડામાં થોડા સમયમાં વધુમાં વધુ કામ પુર્ણ કરવાની કાળજી રાખો. જ્યારે તમે કાર્યમગ્ન હો, ત્યારે એક પણ પળ નકામી ન જવી જોઇએ. માત્ર સખ્ત નહિ પરંતુ ઝડપી કામ કરવાની ટેવ પાડો. થોડામાં થોડા સમયમાં સારૂં કામ કરનાર કામદાર વધુમાં વધુ ફાયદો મેળવી શકે છે. એ કદીય ન ભુલો.

તમે કમાવા ઇચ્છતા પૈસાના પ્રમાણનો આધાર તમે ચોકસ લાઇનમાં કરેલા કાર્યના પ્રમાણ અને ઝડપી પ્રગતિ પર રહેલો છે.

### સારાંશ.

(૧) કાર્ય, ઇચ્છીત ઉદ્દેશ પાર પાડવા માટે એક મહત્વનું અંગ છે.

(૨) સતત કામ કરો કાર્યમાં રહેલા આનંદ કેફમાં હંમેશ મસ્તી અનુભવો.

(૩) તમે જે કાંઇ કરો એ ઝડપથી કરો. થોડામાં થોડા સમયમાં વધારેમાં વધારે કાર્ય કેમ થાય એનીજ હંમેશા કાળજી રાખો.

---

# પ્રકરણ ૧૦ મું.

## મનની એકાગ્રતા.

થોડામાં થોડા સમયમાં, વધુમાં વધુ કામ પાર પાડવામાં એક વસ્તુ તમને બહુજ ઉપયોગી પડશે, અને એ મનની એકાગ્રતા.

એકજ સમયે સર્વ કાંઇ ભુલી જઇને એકજ કામ પર ધ્યાન અને શારીરીક શક્તિઓને રોકવી એ એકગ્રતાનો મહાન ગુણ છે.

માણસનું મન અનેક પ્રકારની ગુંચવણોથી ભરેલું છે. એકી સાથે અનેક તરહની મહત્વાકાંક્ષા, આશા, ચિંતા, મુશ્કેલીઓ વિગેરેના ઝડપી વિચારો કરી શકવાનું એ સામર્થ્ય ધરાવે છે. એક માણસના મનમાં વિવિધ પ્રકારના વિચારો બીજાં કશાથી શકય ન હોય એવી જબ્બર ઝડપથી જાગે છે અને પસાર થઇ જાય છે. માણસના કોઇપણ કાર્યનો આધાર એના વિચારો પર છે, અને કાર્ય તથા વિચારો બંનેમાં ઉત્સાહ શક્તિનો વ્યય થાય છે. આ કારણે મનની એકાગ્રતાની ખામી અનેક વસ્તુપર વિચારોને વહેંચી દે છે. પરીણામે કાર્ય નીષ્ફળ નીવડે છે. એકજ વસ્તુ પર વિચારો અને શક્તિને રોકવાથી અંતે ધારેલા સમયે કામ સુંદર રીતે અને સફળતા પુર્વક પાર પાડી શકાય છે.

### માનવ મનની સામાન્યતા.

કમનશીબે મોટી સંખ્યાના માણસો સંબંધે જેવું જોઇએ તેવું હોતું નથી. સામાન્ય રીતે દરેક માનવીનું મન અનેક આશાઓથી ભરેલું છે, એથી એકજ વિચાર પર એકાગ્ર થવાનું એને માટે બહુ કઠીન છે. માણસના વિચારો કાબુ બહાર એક પરથી બીજે કુદકા મારે છે. વિચારોની અસર પુર્ણપણે કાર્યપર થતી હોવાથી માણસ માનસીક અને શારીરિક પણે કોઇ પણ કાર્ય સહૃદયતાથી કરવાને શક્તિવાન છે.

કોઇપણ એક વસ્તુ પર માણસ એક ચિત્ત બને છે ત્યાં, એના મનમાં બીજા અનેક વિચારોના વાદળ ધસી આવે છે, આથી એ નજર સામેના મુખ્ય ઉદેશને વિસરી જાય છે. અને જે ઘડીએ એ એક કાર્ય અધુરૂં છોડી બીજે કામે મનને રોકે છે એજ ઘડીએ એની એકાગ્રતા નાશ પામે છે.

આસ્તે આસ્તે આ પ્રકારની નબળી એકાગ્રતાને લીધે ભમતા વિચારો અને કાર્યશિથિલતા એક ટેવ સમાન બની જાય છે. આમ થતાં થોડાજ સમયમાં માણસ એકજ સમયે ચિત્ત દઇને હૃદયપુર્વક કામ કરી શકતો નથી. જે કાંઇ કરે છે એમાં એનું પુરેપુરૂં મન હોતું નથી પરીણામે કાંઇ ફળીભુત થતું નથી.

માણસ ગમે તેવો બુદ્ધિમાન ભલેને હોય, પરંતુ, જો એ મનની એકાગ્રતા કેળવી શકતો ન હોય તો. એ કોઇ કાળે સફળ થઇ શકતો નથી. ત્યારે સામાન્ય બુધ્ધિનો માણસ મનની એકાગ્રતા અને ઉત્કટ ઇચ્છાની મદદ વડે અદભુત કામ કરી જાય છે.

જો તમે જીવનમાં સફળતા ચાહતા હો તો વિચારોની એકાગ્રતા, કાર્યની યોજના ઘડવામાં અને એને અમલમાં સપુર્ણ રીતે કેળવવાની ટેવ પાડો.

## મનની એકાગ્રતા કેમ મેળવવી?

મનની એકાગ્રતા મેળવવાનો સૌથી સારામાં સારો માર્ગ એ છે કે તમારા વિચારો પર કાબુ મેળવો. સ્હવારે ઉઠતાં અને રાત્રે સુવા જતાં પહેલાં એ અમુક ચોકકસ વસ્તુ પર આંખો બંધ કરીને થોડી મીનીટ એકાગ્ર થવાનો નિયમ રાખો. આ સમયે તમારા મનમાં સર્વ કાંઇ ભૂલી જઇને એકજ વસ્તુના વિચારો હોવા જોઇએ. તમારે આ સમયે કોઇ પણ બીજી વસ્તુનું અસ્તિત્વજ નથી એવા વિચાર સાથે ઉંડી એકાગ્રતા સાધવી જોઇએ. થોડે થોડે અંતરે માનસીક વિચારોની આ એકાગ્રતાની સાધનાનો સમય વધારતા રહો.

જેઓ દૈનિક પ્રાર્થનાના હિમાયતી છે તેઓ ઉપર દર્શાવી એવા પ્રકારની એકાગ્રતાના ફાયદા સંપુર્ણ રીતે સમજે છે. કારણ કે હંમેશની પ્રાર્થના, પ્રાર્થના કરનાર માણસના મનની એકાગ્રતાની શક્તિમાં માત્ર વધારો નથી કરતી પરંતુ, આવા આદમીને કોઇ પણ પ્રકારના કપરા સંજોગોમાં પણ એ પુર્ણ શાંતિ બક્ષે છે.

કદાચ તમારાથી હંમેશ આ નિયમને વળગી રહેવાનું ન બને તો પણ, કોઇ પણ જાતના નકામા વિચારો અને આદતોથી અળગા રહેવામાં તમારી ઇચ્છાશક્તિનો ઉપયોગ કરો. જ્યારે જ્યારે તમારા હૃદયમાં ખરાબ તંદુરસ્તી, ક્રોધ, ઇર્ષા, પરાજ્ય વિગેરેના વિચારો આવે ત્યારે ત્યારે તમારી ઇચ્છાશક્તિ વાપરો, અને એવા નબળા વિચારોને દાબી દઇ તમારાં મનને કોઇ બીજા સારાં કાર્યના વિચાર તરફ વાળો. જેનાથી તમે ઉત્સાહ અને કામ કરવાની વધુ ને વધુ પ્રેરણા મળતી રહે એવા આશાવાદી વિચારોનેજ હંમેશાં મનમાં સ્થાન આપો.

નાની વાતો પર જ્યારે તમે એકાગ્રતા કેળવવાનું શીખી જાવ એટલે તમારી સમક્ષ પડેલા મોટા મોટા પ્રશ્નો પર એમ કરવાનું શરૂ કરો. પહેલાં સર્વકાંઇ ભુલી જઇને તમે પ્રાપ્ત કરવા ઇચ્છતા હોવ એ મુખ્ય વસ્તુ પરજ એકાગ્ર બનો ત્યાર બાદ તમારાં ઇચ્છીત કાર્યની યોજના આખી અને વિગતવાર વિચારી જાવ. એ સાથે તમારા કાર્યની સફળતાના માર્ગમાં રહેલી સર્વ મુશ્કેલીઓ અને એને દુર કરવાના ઉપાયોનો એકાગ્રતાપુર્વક વિચાર કરો. આખો સમય તમારી યોજના કે જેનાથી તમે તમારૂં કાર્ય સિધ્ધ કરી શકો એનાજ વિચારમાં મશ્ગુલ રહો. છેલ્લે તમારી યોજનાના અમલમાં સર્વ શક્તિઓને કામે લગાડો. તમે જુદી જુદી છમાંથી પાંચ વસ્તુ અમુક ચોક્કસ સમયમાં સંપુર્ણ સારી રીતે પુર્ણ કરી શકો ત્યાં સુધી–તમારી એકાગ્રતાની શક્તિ કેળવાઇ ન હોય ત્યાં સુધી–એક કામ હાથમાં લઇ સંપુર્ણ ફતેહમંદીથી પુરૂં કરી પછીજ બીજું કામ હાથ ધરો એજ સારૂં છે. આથી તમે દરેક કામ સરસ રીતે બજાવી શકશો. ('One thing at a time') 'એકજ વખતે એકજ કામ' આનાથી વધુ સારી શિખામણ શું હોઇ શકે ?

## મનની એકાગ્રતાના ફાયદા.

મનની એકાગ્રતા કેળવતાં શિખશો એથી 'તમને અનેક ફાયદા થશે. સૌથી પહેલાં તો તમારા મનમાં રહેલું સર્વથી સારૂં તત્વ ઝળકી ઉઠશે. જે માણસ કોઇ પણ વસ્તુ પર એકાગ્ર બની શકે છે એ ગમે તેવા કઠીન પ્રશ્નનું પણ પોતાની શક્તિથી હાર્દ પકડી સ્પષ્ટ ઉકેલ લાવી શકશે. ઉપરાંત કાર્ય ઉપર સર્વ શારીરીક શક્તિઓની એકાગ્રતા થોડા સમયમાં ધાર્યો ઉદ્દેશ પાર પાડી શકવાની ખાત્રી આપે છે.

## કાર્ય યોજનામાં એકાગ્રતા.

પૈસા કમાવાના તમારા પ્રયત્નમાં એકાદ નિષ્ફળ જાય તો બીજી ઉપયોગી થશે એવા ઉદ્દેશથી કમાણીની અનેક યોજના ઘડશો નહિ.

માત્ર સરસ રીતે એકજ યોજના પસંદ કરો કે જેનાથી તમે તમારી સર્વ જરૂરીઆતોને સંતોષી શકો. આગલાં પાનાઓમાં બતાવ્યા પ્રમાણે તમે ચુંટી કાઢેલી યોજનાને બરોબર ખામી રહીત બનાવી, શકયા એટલી સંપુર્ણ રીતે પ્રયત્નમાં મુકો. આમ કરવામાં તમારા મનની એકાગ્રતા પુર્ણપણે એનાપરજ કેન્દ્રાત કરવાનું ભુલશો નહિ. એકી સાથે અનેક કામ કરી નાખવાનો વિચાર ધરાવનાર માણસમાં પોતાની યોજના પાર પાડવાનો વિશ્વાસ પણ નથી હોતો અને શક્તિની પણ ખામી હોય છે.

બીજા શબ્દોમાં કહીએ તો આવા માણસો જીવનની સફળતાનો મુળ સિદ્ધાંત શિખ્યા હોતા નથી. પોતાની ઇચ્છા સંતોષવાને પોતાનાંજ કાર્યો પર અખંડ શ્રદ્ધા રાખવી જોઇએ, એથી પોતાની મનોવાંચ્છના પણ પુર્ણ થશે અને સંબંધ ધરાવનારની જરૂરીઆત પણ સંતોષાશે.

દુનીયાના મહાન શ્રીમંતો કે જેમણે અતિ મોટા પ્રમાણમાં ધન મેળવ્યું છે તેઓ બની શકે એટલી સંપુર્ણ એકજ યોજના ઘડી કાઢી એનો કુશળતા સાથે અમલમાં મુકી હોય છે.

હેન્રી ફોર્ડ એક અતિ કંગાલ આદમીમાંથી દુનિયાનો એક મહાન ધનપતિ બન્યો છે. જેની પાસે અત્યારે ૬૦૦ કરોડ રૂપીઆ છે

ફોર્ડની આવી અસાધારણ ઉન્નતિ શાને આભારી છે? મધ્યમ વર્ગના એકે એક માણુસ માટે બની શકે એટલી ઓછી કીંમતની ગાડી તૈયાર કરવી, આ એકજ આદર્શને!

સર બેસીલ ઝોહારોફ મહાન ઉજળા ભવિષ્યનો સ્વામી બની શકયો. કેવી રીતે? એકજ ઉદ્દેશથી અને તે એ કે રાષ્ટ્રને સંપુર્ણ શસ્ત્ર સજ્જ બનાવી, એ બળની તુલના માટે એવુંજ બીજું શસ્ત્ર સજ્જ દુશ્મન રાષ્ટ્ર એની સામે મુકવું.

કોટી કરોડાધિપતી થયો. કેવી રીતે? એકજ ઉપદેશથી, અને તે એ કે સમસ્ત યુરોપને 'પરફ્યુમ માઇન્ડેડ' સેન્ટ અને અત્તર મય બનાવવું!

આ સર્વ આપબળે મહાન બનેલા દુનિયાના સૌથી વધુ ધનવાનો પૈસા કમાવાના સામાન્ય માર્ગોથી પરીચીત હતા પરંતુ એમને લાખો-પતી, કરોડોપતી કે અબજોપતી બનાવનાર એ મનની એકાગ્રતા હતી. કમાણીનો એકજ માર્ગ પસંદ કરી એના ઉપરજ પોતાના કાર્યશક્તિ, ઉત્સાહ અને એકાગ્રતાને સફળતા મેળવ્યાની છેલ્લી ઘડી સુધી કેન્દ્રિત કરી રાખતાં પરીણામે તેઓ અદભૂત સિદ્ધિને પામ્યા.

જો તમે પણ આવી અપુર્વ સિદ્ધિને પ્રાપ્ત કરવા ઇચ્છતા હો, ટુંકામાં ટુંકા સમયમાં ખુબ ખુબ પૈસા કમાવાની મહત્વાકાંક્ષા સેવતા હો, તો તમારી શ્રીમંત થવાની આકાંક્ષા સંતોષાય એવો એક માર્ગ પસંદ કરો. અને એના ઉપરજ તમારી શક્તિઓ, ઉત્સાહ, મનની એકાગ્રતા વિગેરે ને કેન્દ્રીત કરી કાર્યમાં આગળ ધપતા રહો. ન્હાની મુશ્કેલીઓથી કદીય નિરાશ ન બનો. ઇચ્છીત ધ્યેય સંતોષ સાથે સિધ્ધ કરી શકો ત્યાં સુધી ખંતથી પ્રયત્નશીલ રહી કાર્ય કરતા રહો. અંતમાં વિજય તમારો છે.

## સારાંશ.

(૧) થોડામાં થોડા સમયમાં વધારેમાં વધારે કાર્ય સિધ્ધ કરવાની મહાન શક્તિ એ મનની એકાગ્રતા છે.

(૨) એકજ સમયે એકજ વસ્તુ પર બીજી બધી બાબતો ભુલી જઇને કાર્યશક્તિ અને ઉત્સાહ કેન્દ્રીત કરવા. એટલેજ મનની એકાગ્રતા.

(૩) સરેરાશ, લગભગ મોટા ભાગના લોકોમાં આ પ્રકારની માનસીક એકાગ્રતા કેળવવાની ખામી હોય છે. પરીણામે આવા લોકોને કાર્યમાં નિષ્ફળતાજ મળે છે.

(૪) ઇચ્છીત કાર્યની યોજનાના ઘડતરમાં, એના અમલમાં, અને એના પરીણામમાં, સંપુર્ણ એકાગ્રતા કેળવવાની ટેવ પાડો.

(૫) સર્વથી સારો અને સહેલો માનસીક એકાગ્રતા કેળવવાની ટેવ પાડવાનો માર્ગ એ છે કે તમારા વિચારો પર કાબુ રાખવાનું શીખો. સ્હવારે ઉઠતાં અને રાત્રે સુતાં પહેલાં બીજા બધા નકામા વિચારોને બાજુએ મુકી તમારા ઇચ્છીત ધ્યેય પરજ વિચારો રોકો.

(૬) મનની એકાગ્રતા માત્ર માણસમાં રહેલી શક્તિઓનેજ ઝળકાવી શકે છે એવું નથી, પરંતુ એકવ્યક્તિનાં સારામાં સારાં બુધ્ધિ સામર્થ્યથી કાર્યની યોજના અને એનો અમલ પાર પાડવામાં બહુજ કિમતી મદદ કરે છે.

(૭) તમારી જરૂરીઆતની માત્ર એકજ વસ્તુ કે ધ્યેયપર મનની એકાગ્રતા કેળવો અને એ સંતોષવા એકજ સમયે એકજ યોજનાપર સમગ્ર વિચાર બળ સાથે પ્રયત્ન કરો.

---

# પ્રકરણુ ૧૧ મું.

## વખત અને પૈસા.

જો તમને વખત અને પૈસા એ બે વસ્તુની કિંમત હોય તો, પૈસા એકઠા કરવાની તમારી યોજનામાં તમે એકાગ્રતાના ગુણનો ઉપયોગ કરી શકો છો. તમે કામ કરવામાં વખતને ખરે રસ્તે ગાળ્યો હોય તો, તે પૈસા ઉત્પન્ન કરે છે. વખતને નકામો ગુમાવવો એ પૈસાને નકામા ગુમાવવા બરાબર છે. એકાદ માણસ ગમે તેટલો હોંશિયાર હોય, પણ જો તે વખતને નકામો ગુમાવતો હોય, તો તે જલદીથી પૈસા એકઠા કરી શકે નહિ. જે માણસ વખતની દરકાર કરતો નથી તે પૈસા માટે પણ પુરેપુરી કાળજી ધરાવી શકતો નથી.

**વખતની કિંમત.** જો તમે પૈસા એકઠા કરવા માગતા હો તે જેવી રીતે કંજુસ માણસ પોતાના રૂપીઆની સંભાળ રાખે છે, તેવીજ રીતે, તમે પણ વખતની કાળજી રાખો. ફકત વખત ગુમાવવા માટે, પાનાં અથવા ગપ્પાં મારવામાં તમારો વખત ગાળશો નહિ. પ્રત્યેક પળનો સારામાં સારો ઉપયોગ થાય છે કે નહિ, તે તરફ ખાસ લક્ષ આપો.

તમારી જીંદગીની દરેક પળનો પૈસા પેદા કરવામાંજ ઉપયોગ કરો. **તમને તરતજ અથવા નજીકના ભવિષ્યમાં, જેમાં આર્થીક ફાયદો થાય છે, એમ જાણ્યા સિવાય, તમે તેમાં એક પણ પળ ગુમાવશો નહિ.** આપણે પૈસા પેદા કરવામાં જે જે વખતનો ઉપયોગ કરતા નથી, તે તે વખત આપણે નકામો ગુમાવીએ છીએ, એજ તમારો સિધ્ધાંત રાખો. પૈસા પેદા કરવામાં તમારી પળોની ઉપ-યોગની કળા તમે પ્રાપ્ત કરી, એટલે તમે શરૂઆતથીજ, ઇચ્છાની સફળતા માટે પ્રયત્નો કરશો એમ સમજવું. કારણ કે, આથી ઘણા આકર્ષક પ્રલોભનોનો ત્યાગ થયોજ સમજવો. શરૂઆતમાં આ કદાચ

મુશ્કેલીભરેલું લાગે, પણ દરેક પળનો નકામી રીતે ઉપયોગ થતો નથી, એ ઉપર જો તમે કાળજી રાખશો, તો પછી તમને સહેલાઇથી એ ટેવજ પડી જશે. વખતનો ઉપયોગ કરવાની કાળજી રાખવાની આ ટેવ પૈસા મેળવવાની કદમમાં જેટલી ઝડપ વધારશે તેટલી ઝડપ બીજી કોઇ રીતે વધશે નહિ.

જીંદગીનું બંધારણ એવું છે કે, દરેક પળ પસાર થતાંની સાથે તમે પૈસામાં વધારો કરો છો અથવા ઘટાડો કરો છો. આ બાબત ખાસ ધ્યાનમાં રાખો. આ વાક્ય વારંવાર બોલી જાવ. હમેશાં આખો વખત એનું સંપૂર્ણ મહત્ત્વ મગજમાં રાખો. એ સૌથી મહત્ત્વની બાબત છે. કારણકે, જો આ એક વાકયની યોગ્ય રીતે કિંમત સમજાઇ ગઇ, તો તમારા જીવનમાં મોટો ફેરફાર થશે.

દરેક પળ પસાર થતાંની સાથે તમારી દોલતમાં વધારો અથવા ઘટાડો થાય છે, તે તરફ તમે બરાબર લક્ષ આપો, અને તમે ગાળેલી પ્રત્યેક પળ માટે, તમને વધારેમાં વધારે ફાયદો મળે એવી રીતે તમે તમારા કામની તેમજ વખતની યોજના રચો.

**પૈસાની કિંમત.** પૈસાનો વખત એજ ખરેખરો વખત છે. જો તમને પૈસાની કિંમત ન હોય તો તમે તેના માલીક બનવા માટે લાયક નથી. એમ છતાં, જો તમે પૈસાના માલીક થયા, તો તમે થોડા વખતમાંજ તે પૈસા ગુમાવી બેસશો. પૈસાની કિંમત શીખવાનું પ્રાપ્ત કરો. આગળના પાનામાં કરકસરતાની ટેવ પાડવાની અમે તમને ભલામણ કરી હતી. જો તમને નાનપણથીજ પૈસાની કિંમત આંકતાં શીખવ્યું હશે તો કરકસરતાની ટેવ પાડવાનું ઘણું સહેલું થઇ પડશે. પણ જો પૈસાની કિંમત વિષેની સમજણમાં તમારી પ્રગતિ ન થઇ હોય તો તે દિશામાં તમે કેળવાઇ જાવ.

તમારી પાસે જેટલા પૈસા છે તેની વધારેમાં વધારે કિંમત આંકવાની શરૂઆત કરો. એ પૈસાને મજબુત રીતે પકડી રાખો. જ્યારે ખાસ અગત્યની જરૂર હોય ત્યારેજ તેમાંથી ખર્ચો.

**ખર્ચ કરવાની કળા.** બે માણસોની સરખી આવક હોવા છતાં, એક માણસ ઘણીજ સારી રીતે રહી, ને વળી ઉપરથી, થોડું બચાવે પણ છે, જ્યારે બીજો માણસ સારી રીતે રહી પણ શકતો ન હોય, ને વળી હંમેશાં દેવામાં ડુબેલો હોય છે. એ તમે ઘણું કરીને જોયું હશે. એનું કારણ એજ કે, એક જણ ખર્ચ કરવાની કળા જાણે છે, અને બીજો તે કળા જાણતો નથી.

જે લોકો જીંદગીમાં આર્થીક સફળતા મેળવે છે, તેઓ ખર્ચ કરવાની કળા જાણે છે. તમે કદાચ પ્રશ્ન કરશો કે "આ ખર્ચ કરવાની કળા શું છે?" એનો અર્થ એક વાકયમાં કહીએ તો એ કે **જ્યાં ખર્ચ કરવાની ખાસ અગત્યની જરૂરજ હોય, ત્યાં અમુક વખતેજ પૈસાનો ખર્ચ કરવો, અને જ્યારે પૈસાની કિંમતનું વધારેમાં વધારે વળતર મળતું હોય, ત્યારેજ ખર્ચ કરવો.**

આ પ્રમાણે ખર્ચ કરવાની રીત માટે ત્રણ ગુણોની જરૂર છે. (अ) પૈસાની દૃષ્ટિએ કિંમતના યોગ્ય અડસટ્ટાનો ગુણ. (ब) યોગ્ય પસંદગી કરવા માટે, બીજી વસ્તુની સાથે સરખામણીમાં, એક વસ્તુની ખરેખરી કિંમત કાઢવાના ડાહપણ અને નિર્ણયનો ગુણ. (क) અયોગ્ય દિશામાં પૈસાનો ખર્ચ કરવામાં મનને કબજે રાખવાની શક્તિ અને અમુક વખતે જ્યારે ખાસ અગત્યની જરૂર હોય ત્યારેજ પૈસા ખર્ચ કરવાનો ગુણ.

ખર્ચ બે જાતનાં હોય છે. એક વાપરવાના માલ પરનો ખર્ચ અને બીજો પૈસા મેળવવા માટેના માલ પરનો ખર્ચ. વાપરવાના માલ પરનો ખર્ચ એટલે અમુક વખતે તમારી ઇચ્છા સંતોષવા માટે માલ મેળવવામાં કરેલો ખર્ચ. પણ તે ઇચ્છા સંતોષાયા પછી તે પૈસા હંમેશને માટે ચાલ્યા ગયા. પૈસા મેળવવા માટેના માલ પરનો ખર્ચ, એટલે, એવો માલ મેળવવામાં કરેલો ખર્ચ, કે જે માલ આપણને આગળ ઉપર પૈસા મેળવવામાં ઉપયોગી નીવડે. દાખલા તરીકે, તમે લેમન પીવા માટે એક આનો ખર્ચો છો, એ તમે વાપરવાના માલ પર ખર્ચ કર્યો એમ થયું. પણ જો તમે એટલાજ પૈસા, એકાદ લેખ,

કે જે લખવાથી તમને પૈસા મળે, એ દૃષ્ટિએ પેન્સીલ ખરીદ કરવામાં ખર્ચો, તો તમે પૈસા મેળવવા માટેના માલ પર ખર્ચ કરો છો, એમ થયું. આતો ફક્ત એક દાખલો આપ્યો છે. તમે જો દરરોજ ને દરરોજ કરેલી બધી ખરીદીઓનું સંપૂર્ણ પૃથક્કરણ કરો, તો તમે વાપરવાના માલનો, અને પૈસા મેળવવા માટેના માલનો તફાવત તરતજ સમજી જશો.

આ બાબત ધ્યાનમાં રાખો. જ્યારે જ્યારે તમે એક પૈસાનો પણ ખર્ચ કરો, ત્યારે ત્યારે, તમે પૈસા મેળવવાના માલ પર વધારે ને વધારે ખર્ચ કરવા તરફ અને વાપરવાના માલ પર ઓછામાં ઓછો ખર્ચ કરવા તરફ હંમેશાં લક્ષ રાખો. બન્ને બાબતોમાં, અમુક વખતે તમે જે કંઇ ખર્ચો, તેનું વધારેમાં વધારે કિંમતનું વળતર મળે તેમ ખર્ચો.

સાથે સાથે તમારા કાર્ય ક્ષેત્રમાં, જીવનની નાની નાની બાબતોમાં પણ, દિવસે દિવસે થોડા થોડા પૈસા એકઠા કરતા શીખો. તમારામાં પૈસાની કિંમત વિષેના જ્ઞાનની પ્રગતિ થતાંની સાથે, તમારા ઇરાદાઓનો બીનજરૂરી દેખાવ કર્યા વગર, તમે જે જે વસ્તુની સાથે સંબંધમાં આવતા જાવ તે તે દરેક વસ્તુમાંથી પૈસા બનાવવા પ્રયત્ન કરો. બીજાઓ કદાચ તમને કંજુસ પણ કહે, તોપણ તમે બીશો નહિ. ઉડાઉ લોકોને ધિક્કારો. તેમને તેમની પોતાની રીતે વિચાર કરવા દો.

તમને આપેલી શિખામણનો સાચો હેતુ, રૂપીઆઓને બદલે પાઇઓ એકઠી ન કરવા માટે, અથવા તમારી ખરેખરી દુન્યવી ઇચ્છાઓનો અટકાવ ન કરવા માટે છે. પણ પૈસા એકઠા કરવાની કળામાં તમને તાલીમ મળે, અને સંગ્રહ કરવાનો સાચો તનમનાટ તમને પ્રાપ્ત થાય, એટલા માટે છે.

યાદ રાખો કે પૈસા એ એક ગર્વિષ્ટ કુમારિકા સમાન છે. તમે તેની કિંમતની ગણત્રી યોગ્ય રીતે કરો તોજ તે તમારી ઉપર મહેરબાની બતાવશે. અને જો તમે તે તરફ બેદરકાર રહેશો તો તે ઝડપથી પલાયન થઇ જશે.

## સારાંશ.

(૧) જો તમે પૈસા એકઠા કરવાની ઇચ્છા ધરાવતા હો, તો બીજી બધી વસ્તુઓ કરતાં વખત અને પૈસાની કિંમત સૌથી વધારે ગણો.

(૨) તમારી પળો નકામી ગુમાવી દેશો નહિ.

(૩) પૈસા મળે એવી રીતેજ તમારી પળો ગાળો.

(૪) તમને તરતજ અથવા નજીકના ભવિષ્યમાં, જેમાં આર્થીક ફાયદો થાય છે, એમ જાણ્યા સિવાય, તમે તેમાં એક પણ પળ ગુમાવશો નહિં.

(૫) તમે જલદીથી પૈસા એકઠા કરવા માગતા હો તો, પૈસા પેદા કરવામાં તમે, જે જે પળોનો ઉપયોગ કરતા નથી, તે તે પળો તમે નકામી ગુમાવો છો.

(૬) પૈસાની યોગ્ય કિંમત આંકતાં શીખો.

(૭) જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે, પૈસા ખર્ચ કરવાની ખાસ જરૂરજ હોય, ત્યાં ત્યાં અને ફક્ત ત્યારે ત્યારે ખર્ચ કરવોજ જોઇએ, એવું હોય; ત્યારેજ પૈસા ખર્ચો.

(૮) ખર્ચ બે જાતના હોય છે. વાપરવાના માલ પરનો ખર્ચ, અને પૈસા મેળવવા માટેના માલ પરનો ખર્ચ. પૈસા મેળવવાના માલ પર વધારેમાં વધારે ખર્ચ કરો. વાપરવાના માલ પર ઓછામાં ઓછો ખર્ચ કરો. બન્ને બાબતોમાં, તમારા ખર્ચેલા પૈસા માટે, તમને વધારેમાં વધારે કિંમતનું વળતર મળે તેમ ખર્ચો.

(૯) સાથે સાથે, જ્યારે જ્યારે અને જ્યાં જ્યાં બની શકે, ત્યારે ત્યારે અને ત્યાં ત્યાં, થોડા થોડા પણ પૈસા પેદાકરો અને બચાવો.

(૧૦) પૈસા એ એક ગર્વિષ્ટ કુમારિકા છે. તમે તેની કિંમતની ગણત્રી યોગ્ય રીતે કરો તોજ તે તમારી ઉપર મહેરબાની બતાવશે અને જો તમે તે તરફ બેદરકાર રહેશો તો તે ઝડપથી પલાયન થઇ જશે.

---

# પ્રકરણ ૧૨ મું.

## જીંદગીની સફળતાની ચાવી.

પોતાને જીંદગીમાં શું મેળવવાનું છે અને એ કઇ રીતે મળી શકશે એ બરોબર વિચારી એ માર્ગે પ્લાન ઘડીને પ્રયત્ન કરનાર જીંદગી અને એની જાહોજલાલી માણી શકે છે.

લોકોનો મોટો ભાગ નિષ્ફળ નીવડવાનું કારણ એમાં સફળતા માટે જોઇતી યોગ્ય વસ્તુની ખામી હોય છે.

જ્યારે પ્લાન—યોજના—તૈયાર કરી કામ કરવાની જરૂરત હોય ત્યારે આવા માણસો નકામા વિચારો અને મોટી મોટી આશાઓ બાંધવામાં વખત ગાળે છે.

આવા લોકો પસાર થતા દિવસો પુરતાજ જીવે છે. જીંદગી ગરીબાઇ અને મુશ્કેલીઓથી ભરેલી જોઇ તેઓ માણસ તરીકે જન્મ પામ્યા બદલ બહુજ અસંતોષ સાથે વારંવાર બબડાટ કરે છે. તેઓ એટલું વિચારવાની તસ્તી લેતા નથી કે તેઓનું જીવન સરળ, સગવડભર્યું અને માગણી મુજબનું કેવીરીતે બની શકે ! કારણુ તેઓ કદીય પોતાનો દરજ્જો વધારવાની મહેનત લેતા નથી, કે જેથી બીજાને તેઓ વધારે આપી શકે અને બીજા પાસેથી એ મુજબ વધારે મેળવી શકે.

દિવસો, અઠવાડીયાંઓ, મહીનાઓ અને વર્ષો વીતે છે છતાં આવા લોકો પોતાના બદકીસ્મતને દોષ દેતા એવાને એવાજ રહે છે. એમની સ્થિતિ જરાય સુધરતી નથી. કારણુ ? તેઓ જીવન સફળ બનાવવા માટે કાંઇજ કરતા નથી.

જો તમે જીવનમાં મનમાની સફળતા મેળવવા ઇચ્છતા હો, તો એટલું કાળજે કોતરી રાખો કે, તમારા પોતા સિવાય તમારે માટે કોઇ

સફળતા મેળવી દેશે નહિ અને તમારા પોતા સિવાય તમારી પોતાની પ્રગતિ કોઇ અટકાવી શકશે નહિ, તેમજ તમારૂં બુરૂં કરી શકશે નહિં.

યાદ રાખજો કે જીંદગીમાં તમે ધારશો એ કામ કરી શકશો, પરંતુ, કોઇ પણ પ્રયાસ કર્યા સીવાય તાડની માફક વધ્યેજ જવાથી પૈસા મેળવવાની ઇચ્છા પુરી થતી નથી. તમારે તમારી મેળે ગમે તેવું સાહસ ખેડવાને બહાદુર બની તૈયાર થવું જોઇએ.

## પોતાનો લાભ પહેલાં જોવાનો જુસ્સો.

વ્યક્તિગત સંપતિ મેળવવાનું પહેલું પગલું બધાં કામમાં પોતાનો લાભ પહેલાં જોવો એ છે. બીજાના લાભને હાની પહોંચાડયા સીવાય તેમજ આ જુસ્સો બતાવતાં બીજાનું બુંરૂ ન થાય એ બરોબર જોઇને તમારે તમારા પોતાના લાભનો પહેલો વિચાર કરવો જોઇએ. કોઇ કહેશે કે આમ કરવું એ અયોગ્ય છે. પરંતુ આ કથન સાચું નથી. પોતાનો લાભ બધી બાબતમાં જોવા જેવી બીજી એકે બક્ષીસ નથી. દરેક જીવંત પ્રાણીને પ્રભુએ આ બક્ષીસ આપી છે. આપણે એનો વિકાસ અને ઉપયોગ કરવો જોઇએ. પરંતુ એ યાદ રહે કે એમાં લાંબી નજર જરૂર રાખવી. કેટલાક મુર્ખાઓ સ્વાર્થ બુદ્ધિથીજ પોતાનો લાભ જીંદગીની ન્હાની ન્હાની બાબતોમાં જુએ છે. ત્યારે ડાહયો આદમી આ જુસ્સો ધરાવે છે પરંતુ એનું કદીય પ્રદર્શન કરતો નથી. એ ધારેલી મોટી ફતેહ મેળવવા માટે ન્હાની ન્હાની બાબતોમાં પોતાનો લાભ જતો કરે છે.

પોતાનો લાભ જોવાનો જુસ્સો જો બરોબર રીતે જાળવવામાં આવે તો એ માત્ર વ્યક્તિગત સંપતિમાંજ વધારો કરે છે એમ નથી, પરંતુ એ તમે જીંદગીના રાહપર જતાં નડતી મુસ્કેલીઓનો સામનો કરવામાં મદદ કરશે.

તમે પોતાનોજ લાભ જોવાની આ બાબતમાં બરોબર ખબરદાર નહી રહો તો–પછી ભલેને તમે દીર્ઘદ્રષ્ટિથી એમ કર્યું હશે–તો પણ તમારી ઉપર સ્વાર્થી હોવાનો આરોપ આવશે.

દરેક મહાન સફળતા મેળવનાર માણસમાં આ જુસ્સો સારામાં સારા પ્રમાણમાં રહેલો હોય છેજ.

સ્વલાભ જોવાનો જુસ્સો આગળ તમોને તમારા દીલમાં નવીજ ભાવના જગાવવામાં મદદ કરશે. એ તમારા લાભની વસ્તુ જે તમે ધરાવો છે એમાં ભાગ પડાવતાં તમને અટકાવશે નહિ. પરંતુ એથી માનસીક રીતે તમે એવા કેળવાશો કે તમારે માટે જે કાંઇ સારૂં અને ફાયદાકારક હશે એ મેળવવા તમે જરૂર પ્રયત્ન કરશોજ. તમારી જીંદગીમાં મળતા ચાન્સનો યોગ્ય રીતે ઉપયોગ કરવા તમને એ પ્રેરશે. બીજા શબ્દોમાં કહીએ તો આ પ્રકારનો જુસ્સો તમારી સંપતિ વધારવા માટે જોઇતી જરૂરીઆતોની જીજ્ઞાસા તમારા મનમાં જગાવશે.

## કાર્ય સફળ કરવા માટે લેવી જોઇતી વલણ.

ઘણા માણસો પોતાની સંપતિ માટે બહુ બેદરકાર વૃતિના હોય છે. તેઓ સહેલાઇથી નવા માર્ગે જતા નથી. એટલુંજ નહિ પણ તેઓ પોતા પાસેની મીલ્કત સારા પ્રમાણમાં હોય કે નહિ તોપણ એમાં વધારો કરવાની કદીય કોશીશ કરતા નથી.

પરંતુ એ માલીકીપણાની ઇચ્છા, એ સ્વલાભ જોવાની વૃતિ, પૈસાદાર થવા ઇચ્છતા માણસ માટે બહુ જરૂરની છે. તમે જો સંપતિ ભેગી કરવા માગતા હોતો આ જુસ્સાને બની શકે એટલો વધારે વિકસાવો. તમારી પાસે હોય તે બરોબર સંગ્રહી રાખો. પછી એ પૈસા હોય કે બીજી કોઇ મીલ્કત કે રહસ્યભરી લાભકારક બાબત હોય. જ્યારે તમે બમણો લાભ ઉઠાવી શકશો એવી બરોબર ખાત્રી હોય ત્યારેજ એમાંથી ઉપયોગ કરજો. આ વખતે જે લોકો પોતાની માલીકીની વસ્તુ માટે બેદરકાર હોય એમની પાસેથી પણ શકય એટલા પ્રમાણમાં સંપતિ મેળવતા રહેજો. કારણ કે એ તમારે માટે બની શકે એમ છે.

## એની ટેવ પાડો.

દરરોજની જીંદગીમાં ન્હાનામાં ન્હાની બાબતમાં પણ જે કાંઇ મળે એ પોતાનું કરી લેવાની ટેવ પાડજો. એવા ઘણા માણસો છે કે–

કદાચ એમાંના તમે પણ એક હો–જેઓ જીંદગીમાં જેમ જેમ આગળ વધે છે તેમ તેમ એક પછી એક વસ્તુ મેળવવાની ઇચ્છા વધારતા જાય છે. પરંતુ પોતાની ઇચ્છા સંતોષવા માટે તેઓ જરા જેટલો પણ પ્રયત્ન કરતા નથી. આ પ્રમાણે મનમાં અનેક મહત્વાકાંક્ષાઓના કિલ્લા ચણ્યા કરી એક પણ ઇચ્છા પુરી કરવા માટે પ્રયાસ ન કરવો એ કોઇ પણ બુધ્ધિમાન માણસનું કામ નથી.

જેઓ આવી જાતના માણસો હોય છે તેઓ કદીય જીવનમાં વિજયશાળી બની શકતા નથી. અને પરીણામ એ આવે છે કે આવા માણસો કાંઇ પણ મેળવ્યા વગર જીંદગી પુરી કરે છે.

## તમને જે જોઇએ એ મેળવવાની કોશીશ કરો.

એ નકકી સિધ્ધાંતજ કરી રાખો કે તમે જે કાંઇ મેળવવા ઇચ્છો–પછી ભલેને એ ન્હાની અને નજીવી વસ્તુ હોય તો પણ–એને સંતોષવાની રીતો અને ઉપાયો શોધી કાઢી, બરોબર દીલ દઇને કોશીશ કરજો. જ્યાંસુધી ધાર્યું પરીણામ ન આવે ત્યાંસુધી પ્રયત્નો ચાલુજ રાખજો. જો તમો આ જાતની ટેવ બરોબર કેળવી રાખશો, તો, એ તમને તમારા કામમાં એટલી બધી મદદગાર થઇ પડશે કે, તમે ગમે તેટલી મોટી અને મહાન આશા પણ પરીણામે સિધ્ધ કરી શકશો.

જીવનમાં ન્હાની જણાતી બાબત પર પણ તમે ઉપર જણાવેલી શક્તિનો ઉપયોગ તમને મોટામાં મોટી સિધ્ધિ મેળવવા માટે શિક્ષણરૂપ થઇ પડશે. તમારી પાસે નહોય પરંતુ તમે મેળવવા માગતા હો એવી વસ્તુની ઇચ્છા પણ પુર્ણ કરવામાં એ તમને સહાયભૂત થશે.

કોઇ પણ રૂપે તમારી પાસેની તમારી માલીકીની મીલ્કત પર તમારો હકક એથી જાગ્રત થશે. એના થોડા ભાગના ઉપયોગથી પણ જ્યાંસુધી તમને વધારેમાં વધારે ફાયદો મેળવવાની ખાત્રી નથાય ત્યાં સુધી તમે એમાં કોઇને પણ ભાગ પડાવવા દેશો નહિ. ખાસ પૈસાની બાબતમાં તો આવો જુસ્સો બહુ જરૂરનો છે. એ સાથે સાથે કરકસર અને બચાવ કરવામાં પણ મદદગાર નીવડશે, કે જે તમારી આબાદીનો મુળ પાયો છે.

## કલ્પના શક્તિ.

જગતના સર્વ મહાન શ્રીમંતોમાં, ઉપર જણાવેલો પોતાનો લાભ જોવાનો જુસ્સો જુદેજુદે રૂપે રહેલો હોય છે એ સાથે એક બીજી પણ વસ્તુ હોય છે અને તે કલ્પના.

દરેક માણસોમાં કલ્પના શક્તિ તો રહેલી હોય છેજ. પરંતુ થોડાકજ એનો વિકાસ અને ઉપયોગ પોતાનો આદર્શ પાર પાડવામાં કરે છે. તમારા મનમાં વસેલી મહત્વાકાંક્ષા સફળ ત્યારેજ બને કે જ્યારે તમે કલ્પનાની મદદ વડે એનો અમલ થાય એવું રૂપ આપી કાર્યમાં મુકો.

સાચું કહીએ તો બધા સુપ્રસિધ્ધ તત્વજ્ઞાનિઓ—ફીલોસોફરોનો એવો મત છે કે કલ્પનાની સહાયથી માણસ ગમે તે વસ્તુનું સર્જન કરી શકે છે. આમ તમારે તમારી કલ્પના શક્તિ ચોકકસ લાઇનમાં ખીલવવી જોઇએ.

માણસમાં કલ્પના શક્તિ બે સ્વરૂપે રહેલી હોય છે. પહેલી સર્જનાત્મક કલ્પના, કે જેનાથી પ્રેરણાત્મક વિચારો માણસના મનમાં જાગે છે. માણસનું મન જ્યારે અમુક ચોકકસ વસ્તુ મેળવવા તરફ પુર ઝડપથી આગળ વધી રહ્યું હોય ત્યારે આ જાતની કલ્પના નવા નવા વિચારો જગાવી ઉતેજન આપે છે. બીજી જાતની સંયોજન કલ્પના છે. આ કલ્પના અનુભવ, જ્ઞાન, અને જાત તપાસ, ત્રણે તત્વોને એકઠાં કરી એનાપર કાર્યની યોજના ઘડી, મનમાં પુનઃરચના કર્યાબાદ એ મારફત કામ કરે છે.

માણસની ઇચ્છા એ એક જાતનો વિચારજ છે. અને એથી એ ક્ષણજીવી તેમજ અવાસ્તવીક છે. એને ફકત કોંક્રીટ પ્લાન—સચોટ યોજનાદ્વારાજ પૈસા, ધન કે સંપતિમાં ફેરવી શકાય. આવી યોજના, કલ્પના અને તે ફકત સંયોજન કલ્પનાથી ઘડી કાઢવાનું બની શકે. સર્જનાત્મક કલ્પના કામ સિધ્ધ કરવાને વિચારો આપી શકે પરંતુ સંયોજન કલ્પના, એ સાથે સંબંધ ધરાવનાર માણસના અનુભવ, જ્ઞાન, અને જાત તપાસનું એકીકરણ કરી એને યોજનામાં મુકે છે.

માટે યોગ્ય અને ચોકકસ લાઇનપર કલ્પનાનો ઉપયોગ કરવાનું શીખો. વિચારો કે એ તમારાં ઉજળાં ભવિષ્યની શરૂઆત છે. એ કલ્પનાનુંજ ફળ છે. આ સાથે એ પણ ન ભુલશો કે આવી કલ્પનાનું પોષણ ઉપયોગી આધાર વગર થતું નથી. એ અમુક નકકી ઉદેશના તલસાટ મારફત પોષાય અને ઉછેરાય છે.

એક મીનીટ પણ એવો વિચાર ન લાવશો કે સંપતિ-પૈસા-ફકત સખ્ત કામ કરીનેજ કમાવાય છે. ના, એમ નથી. સંપત્તિ જ્યારે મોટા પ્રમાણમાં આવે છે, ત્યારે, એ હૃદયમાં સતત ચાલુ રહેતી એક ચોકકસ ઇચ્છા, કે જે સર્જનાત્મક કલ્પનાનો આધાર અને વિચારોને યોજનાદ્વારા અમલમાં મુકવા પ્રેરતી સંયોજન કલ્પનાની મારફતજ આવે છે.

## ઠરાવની મકકમતા.

એક વખત તમે એક વસ્તુ મેળવવાનો પાકકો-મકકમ-નિર્ણય કરી નાખ્યો અને એના માર્ગો તેમજ રીતો પણ નકકી કરી લીધી, પછી એનાપર સંપુર્ણ વિચાર કરો. પુરેપુરા વિચારને અંતે યોજના ઘડો. ત્યારપછી લેવાનું પગલું એ છે કે તમે તમારો ઉદ્દેશ સફળ કરવાના સંબંધમાં નિશ્ચયપુર્વક શું કરવાનું છે એની કલ્પના દોરી રાખો.

ઘણા મોટા ભાગના માણસો મોટી મોટી આશા અને ઉદ્દેશો પાર પાડવાના મનસુબા કરી રાખે છે પરંતુ એને કાર્યમાં કેમ મુકવા એ તેઓ જાણતા નથી. એમના વિચારો અનેક તરેહની શંકાઓથી ઘેરાઇ જાય છે. તેઓને એવો ભય રહે છે કે, તેમની આશાની સફળતા એમની કાબુની બહાર છે, તેમજ યોજના સંપુર્ણ નથી. તેઓ પોતાની શક્તિ—આવડત—ઉપર વિશ્વાસ મુકતાં અચકાય છે. આ પ્રકારની સંદેહ વૃતિ અથવા ઠરાવમાં ઢીલાપણું, મોટા મોટા વિચારના અનેક માણસોને મહાન ફતેહના માર્ગેથી પાછા વાળી લીધા છે. તેઓ કદીય પોતાના આદર્શ વિચારોને કાર્યમાં મુકી શકયા નથી. યાદ રાખશો કે જેઓ

ખુબ ખુબ કમાણી કરી મહાન પૈસાદાર બન્યા છે એવા મોટા મોટા શ્રીમંતોમાં ઠરાવની મકકમતાનો ગુણ ખાસ રહેલો હોય છેજ. એક વખત આવા આદમીઓના મનમાં એક વસ્તુ મેળવવાની તમન્ના જાગી, અને એ પ્રમાણે યોજના ઘડી કાઢી કે પછી તેઓ એ પ્રમાણે કાર્ય કરવામાં કદીય પાછા પડતા નથી. ગમેતેવા વિરૂધ્ધ સંજોગોમાં પણ તેઓ ડરતા નથી કે કામ મુલ્તવી રાખતા નથી. આ પ્રકારનીજ ટેવ તમારે પણ મકકમતાપુર્વક કેળવવાની છે. જો તમારે જીવનમાં ફતેહ મેળવવીજ હોય તો ગમેતેવા સંજોગોની મુશ્કેલીઓ વચ્ચે પણ એક વખત કીધેલા ઠરાવને મકકમતાપુર્વક વળગી રહેવાનું શીખો. જ્યાંસુધી આ પ્રમાણે તમે ન કરી શકો ત્યાંસુધી તમે મનમાં રાખેલી મોટી મોટી આશાઓ અને યોજનાઓ નકામી છે.

ઘણા દાખલાઓમાં બને છે તેમ નિર્ણયને મુલ્તવી રાખવાની ખામી કામ કરવા તરફની ફરજની બેવફાઇમાંથી જાગે છે. પૈસા મેળ-વવામાં આ નીતિ બહુજ હાનીકારક છે.

## કાર્યની ઝડપ.

આશાઓ રાખવાને અને કલ્પનાઓ કરવાનું જ્યાંસુધી હોય છે ત્યાં સુધી અનેક માણસો બહુજ ચમકદાર બુધ્ધિ બતાવે છે. પરંતુ કામ કરવાનો સાચો વખત આવતાં આવા માણસોની બુધ્ધિ કલ્પનાએ ઉભી કરેલી અનેક મુશીબતોથી ઘેરાઇ જાય છે, પરીણામે કામ અટકી પડે છે. અને યોજના નિષ્ફળ જાય છે.

પરંતુ દીલ દઇને, શ્રમપુર્વક, યોજનાદ્વારા સતત પ્રયત્ન કરનારને, કોઇપણ જાતની મુશ્કેલી કાર્યસિધ્ધિમાં નડતર રૂપ થઇ શકતી નથી. મોટા પહાડો પણ પાણીના સતત વર્ષાવથી કાપી શકાયાના દાખલા ભુતકાળમાં નોંધાયા છે.

ઠરાવની મકકમતા અને કામની ઝડપ આ બંને તત્વો નિષ્ફળ અને સફળ માણસોને જુદા પાડી દે છે. જે માણસ જીવનને સફળ

બનાવવા ઇચ્છતો હોય એણે ભયજનક લાગતી મુશીબતોથી ડરવાનું પોતાને કદીય કારણ ન આપવું જોઇએ.

અવલોકન કરતાં જણાય છે કે, ધન પ્રાપ્તિમાં નિષ્ફળ નિવડનારા મોટા ભાગના લોકો મુલ્તવી રાખવાની બુરી આદત, ઠરાવની અમક્કમતા અને કાર્યનો અભાવ, આ ત્રણ કારણોને લીધે હોય તેવીજ કંગાલ હાલતમાં જીંદગીભર રહે છે.

ત્યારે જીંદગીમાં સફળતા મેળવનાર માણસો બહુ ઝડપથી પોતાને મેળવવાની વસ્તુપર નિર્ણય કરી નાખે છે, અને યોજના ઘડી એને તુરતજ કાર્યમાં મુકી દે છે. તેઓ કદીય પોતાના નિર્ણયપરથી ચલીત થતા નથી કે બહારના અભિપ્રાયોની એમના પર અસર થતી નથી.

તાત્કાળીક નિર્ણયપર આવવાની આ ટેવ તમારે જરૂર કેળવવી જોઇએ. એકવાર તમે ઠરાવ કર્યો કે એ પ્રમાણે યોજના ઘડો અને તુરતજ એ પ્રમાણે કામ પર લાગી જાઓ. શાંતપણે અને આસપાસના અવરોધોને ગણકાર્યા સીવાય તમારા કામમાં આગે કદમ કરતા રહો. બીજાની ટીકાઓ પણ તમારા પર થશે, માર્ગમાં મુશીબતો આવશે, કદાચ હાંસી પાત્ર પણ તમારે થવું પડશે, પરંતુ એ સર્વની દરકાર કર્યા સિવાય તમો તમારા સફળતાના આદર્શપરજ નજર રાખીને કાર્ય કરવામાં મશ્ગુલ રહેજો. એક મીનટ માટે પણ આવી નકામી નડતરોથી ડરી જઇ થોભશો નહિ.

## મુશ્કેલીઓ.

એતો નક્કી છે કે તમારા માર્ગમાં મુશ્કેલીઓ આવવાનીજ. પરંતુ એની દરકાર કરતા નહિ. યાદ રાખજો કે પૈસાદાર બનવાનો માર્ગ કાંઇ ગુલાબોથી બનેલો નથી. પૈસા કમાવા માટે તમારે ગમે તેવા કઠીન માર્ગે પણ પદ્ધતિસર, સતત અને હોંશીયારીપૂર્વક, પોલાદની માફક મન મજબુત બનાવીને આગળ ધપતું રહેવું જોઇએ. આડે આવતી કોઇ પણ મુશ્કેલીનો સફળતાપૂર્વક સામનો કરવા જેટલો તમારામાં ઉત્સાહ અને ખંત હોવાં જોઇએ. સામે થતા

સર્વની સામે એકલે હાથે લડનાર એકાદ વરૂ પ્રમાણે તમારે બનવું જોઇએ.

જીવનની મહાન બક્ષીસો, મકકમ વિચારના મર્દ તેમજ કોઇ પણ સકંજામાં ન સપડાનાર કાબેલ આદમીઓનોજ મળે છે. એટલુંજ નહિ પણ આવા માણસોમાંજ કલ્પનાશક્તિ, પોતાના આદર્શને વળગી રહેવાનું સાહસ, તેમજ આગેકદમ કરતાં માર્ગની મુશીબતોને પ્રગતિના પગલામાં ફેરવી નાખવાની કાબેલીયત હોય છે.

## મુશીબતો કેવી રીતે ટાળવી.

માર્ગમાં નડતી મુશ્કેલીઓનો સામનો કરવાની શક્તિ મેળવવા માટે તમારાં દરરોજના જીવનમાં ન્હાની ન્હાની બાબતો એવી રીતે કરતા રહો કે જેથી તમે પોતાની મેળેજ આવતી મોટી બાબત માટે પુરા તૈયાર થઇ શકો.

જ્યારે જ્યારે તમારા માર્ગમાં હરકતો કે કઠીનતાઓ આવી પડે ત્યારે ત્યારે એનાપર દીલગીર ન થતા કે બબડતા નહિ. એને માટે પ્રભુનો ઉપકાર માનજો. મુશ્કેલીઓને બરોબર મર્દ બની ભેટજો અને એનું મુળ તપાસજો. બહુ જલદીથી તમને જણાશે કે તમે ધાર્યું નહિં હોય એ કરતાં પણ એનો સામનો કરવો સહેલો લાગશે.

મુશીબત ગમે તેવી ન્હાની કે મોટી હોય પરંતુ એને તમે તમારા આદર્શથી અળગા થાવ ત્યાં સુધી વચ્ચે આવવા દેશો નહિ. ગમે તેમ થાય પણ તમારી પ્રગતિ કુચ અટકવી ન જોઇએ.

## એકાગ્રહપણું.

એક વસ્તુ અને એ મેળવવા માટેનો સતત આગ્રહ તે એકાગ્રહ-પણું છે. ધનવાન થવાની ઇચ્છાને સાક્ષાત ધનમાંજ ફેરવી નાખવાના કામમાં એકાગ્રહપણું મોટામાં મોટું અને ઉપયોગી તત્વ છે. ઇચ્છા શક્તિના સહકાર વડે ખીલેલાં આ તત્વે ભારે નવાઇ ભરી સફળતાઓ અપાવી છે. અને અપાવે છે, એવી કોઇપણ વસ્તુ નથી કે જે એનાથી

થઇ ન શકે. ભાગ્યની ઇમારતના ચણતર માટે આ પુસ્તકમાં વર્ણ-વાયલા દરેક આદર્શને કાર્યમાં મુકવાનું જરૂરી છે. પરંતુ મનમાન્યું પરીણામ મેળવવા માટે આ આદર્શોનો અભ્યાસ કરી એમાં એકાગ્રહપણું મુકવું જોઇએ. આ તત્વમાં નબળાઇ ધરાવનાર અને પુસ્તકમાં અપાયલા ઉદ્દેશોને વગર વિચાર્યે અમલમાં મુકનાર માણસ કદીય સફળતા મેળવી શકતો નથી. પરંતુ એ ઉદ્દેશોનો પુર્ણપણે અભ્યાસ કર્યા બાદ એકાગ્રહતા સાથે પુર્ણ વિચાર કરીને અમલમાં મુકવા જોઇએ, ત્યારેજ ધારેલી સફળતા મેળવી શકાય. આ પુસ્તકના નિયમોનો ઉપયોગ ચોકસ યોજના અને એકાગ્રહપણે, એ લાગુ પાડવાની આદત બની જાય ત્યાં સુધી કરવો જોઇએ. સસલું અને કાચબાની વાર્તા યાદ છે? તમે કામ કરવામાં ગમે તેવા ધીરા હો, પરંતુ જ્યારે કરો ત્યારે પુરા એકચિત બનજો. થોડું થોડું પણ મકકમપણે કામ ફરી ફરી કરતા રહેજો. નિરૂત્સાહ બનાવનાર બધી બાબતોનો સામનો કરજો. કદીય પાછા ફરતા નહિ.

**એકાગ્રહપણું કેમ મેળવવું.**

એકાગ્રહપણાનું સ્થાન લે એવું બીજું એકે તત્વ નથી. અને ફતેહમંદી મેળવવા માટે એની ખાસ અગત્ય છે. જો તમે નબળા મનના હો તો આ એકાગ્રહપણું કેળવવાનો યત્ન કરજો. નકકી કારણો પર આધાર રાખતું એકાગ્રહપણું મનની એક પ્રકારની હાલતજ છે. જેમાં નીચેનાં તત્વો રહેલાં છે:—

**ઉદ્દેશનું નક્કીપણું.**

એક માણસને શું મેળવવું છે એનું સંપુર્ણ જ્ઞાન અને એકા-ગ્રહતા પ્રાપ્ત કરવાનું પહેલું પગલું તે ઉદ્દેશને મકકમતાપુર્વક વળગી રહેવું એ છે.

**આંતરિક ઇચ્છા.**

જે વસ્તુ આપણે પ્રાપ્ત કરવાની હોય એ માટે હૃદયમાં જાગતી ઉંડી ભાવના.

**વિશ્વાસ.**

માણુસને પોતાની શક્તિઓમાં રહેલી શ્રધ્ધા, કે જે માણુસને પોતાની યોજના પ્રમાણે કાર્ય કરવા આશા અને ઉત્સાહ આપી સફળતા પ્રાપ્ત કરાવે છે.

**નક્કી યોજના.**

ચોકકસ લાઇન પર એકાગ્રહપણે કામ કરતા રહેવા માટે નક્કી યોજના જરૂરની છે.

**જ્ઞાન.**

યોજના પ્રમાણે કાર્ય કરવાનું જ્ઞાન ખાસ જરૂરનું છે. એથી એકાગ્રહપણું વૃધ્ધિ પામે છે.

**ઇચ્છાશકિત.**

માર્ગમાં રહેલી મુસ્કેલીઓનો સામનો કરવાનું બળ આપી એકાગ્રહતાને પોષવામાં તેમજ ધારેલા ઉદ્દેશપર મન સ્થિર કરવામાં ઇચ્છાશક્તિ મદદ કરે છે.

**ટેવ.**

એકાગ્રહપણું એ કેળવેલી ખાસ આદતનું સીધું પરીણામ છે.

તમે ઉપર આપેલાં બધાંય તત્વોને ઉપયોગમાં લેવાની ટેવ પાડશો અને સંપુર્ણ એકાગ્રહતા જાળવી કાર્યમાં આગળ ધપતા રહેશો તો પરીણામે તમારોજ વિજય છે એ નક્કી માનજો.

ફકત ઇચ્છા કરવાથીજ પૈસા મળી જતા નથી એ યાદ રાખજો. એ નક્કી ઉદ્દેશના આધારથી રચાયલી અમુક ચોકકસ પ્રકારની યોજના મારફત, એકાગ્રહપણે કામ કરવાની જવાબદારી ઉપરજ પૈસા કમાઇ શકાય છે.

તેથી તમે શું ઇચ્છો છો એ તમારા મનમાં પહેલેથી નક્કી કરી એને પ્રાપ્ત કરવાની રીતો વિચારી, કોઇપણ જાતની નિષ્ફળતાનાં ભય વિના એકાગ્રહપણે તુરતજ કામ કરવા માંડજો.

સફળ થવાના વિચારનેજ મક્કમપણે વળગી રહો. માર્ગની કોઇ પણ મુશ્કેલીના ભય ને એમાં અંતરાય પાડવા ન દયો. દિવસ રાત એજ જંખનામાં રહો "હું કોઇથી ભય પામતો નથી, હું અજબ શક્તિ છું, હું અચલીત સાહસ છું, હું અખંડ સામર્થ્ય છું, સફળતા મારે માટે નક્કી નીમાયલીજ છે!" ઉપરના ઉપયોગી વાક્યોનું ફરી ફરી સાચા દીલથી મનન કરો. જ્યારે જ્યારે નિષ્ફળ જવાની ધાસ્તી લાગે ત્યારે ત્યારે એ ઉચ્ચારો, મનની આ પ્રકારની અજેય વલણ કાર્ય કરવાની ઉત્કટ ઇચ્છા અને વિજયના બીન્દુ પરજ કેન્દ્રીત કરી રાખેલી દ્રષ્ટિ જીનવને સફળ બનાવવા માટેની આ સર્વ ભારે જરૂરની ચાવીઓ છે.

## સારાંશ.

(૧) તમારામાં રહેલી આશાઓ તેમજ ખાસ કરીને તમારા નિર્ણીત આદર્શપર તમારી વ્યક્તિગત કિંમત વધારજો.

(૨) શારિરીક, સામાજીક, નતિક, બૌદ્ધિક, ધાર્મીક, દરેક બાબતમાં શક્તિશાળી બનજો.

(૩) લોકો તમે જેવું આપશો એના બદલામાં તમને એવુંજ આપશે. માટે વધુમાં વધુ સારૂં આપી શકવાની શક્તિ કેળવજો.

(૪) સ્વલાભ જોવાની શક્તિનો વિકાસ કરજો.

(૫) દરેક વસ્તુની બાબતમાં પુરી રસવૃતિ રાખવાનું શિખજો.

(૬) જીવનની ન્હાની બાબતમાં પણ સંપુર્ણ સંતોષ મેળવવાનો સાચો પ્રયત્ન કરજો. તમે જે ઇચ્છો એ મેળવવા માટે પુરા પ્રયત્નવાન બનજો.

(૭) સર્જન અને સંયોજન બંને જાતની કલ્પના વિકસાવવાનો અભ્યાસ કરજો.

(૮) ઠરાવમાં મક્કમ અને કાર્યમાં ઝડપી બનજો. પ્રયત્ન કરવાનું કંટાળીને છોડી ના દેશો. કદીય મુલ્તવી રાખશો નહિ.

(૯) કાર્ય કરતાં હિંમત રાખજો અને ગમે તેવી મુશ્કેલીઓ સામે ઝઝુમજો.

(૧૦) કોઇ પણ જાતનો ભલેને ભારે વિરોધ હોય પણ એની પરવા કરતા નહિ. એકેએક વિરોધને દુર કરવાની કુશળતા કેળવજો.

(૧૧) યોજના અને એકાગ્રહતા સાથે કામ કરવાનું ચાલુ રાખજો.

(૧૨) મનમાંથી કોઇ દિવસે પણ ફતેહની ભાવના દુર કરતાં નહિ.



# પ્રકરણ ૧૩ મું.

## વ્યક્તિત્વનું ઘડતર.

માણસ માત્રને સોબતી કે સમાજ વગર ચાલતું નથી. પૈસા કમાવાના હેતુથી માણસ ભલેને ગમે તે પ્રવૃત્તિઓ ઉપાડે પણ એને લોકોમાં મલવું, ભળવું તો પડેજ છે, અને લોકો સાથેના સમાગમમાં વ્યક્તિત્વ—વધુ ચોકસ શબ્દોમાં કહીએ તો, સફળ વ્યક્તિત્વ જેટલું ઉપયોગી છે તેટલું બીજું કશું નથી.

માનસ શાસ્ત્રના દૃષ્ટિબિંદુથી વ્યક્તિત્વની વ્યાખ્યા એવી આપી શકાય કે એક વ્યક્તિમાં જે જુદી જુદી તમામ પ્રગટ અને અપ્રગટ લાક્ષણિકતાઓ અથવા ગુણો એકઠા મળે છે તે. એ ગુણો તે વ્યક્તિને બીજી વ્યક્તિથી જુદી તારવી કાઢે છે, પરંતુ આ પ્રકરણની અંદર એ બાબતમાં એટલા ઉંડા ઉતરવાનો આપણો ઇરાદો નથી.

આ પુસ્તકના વિષયને લાગેવળગે છે ત્યાં સુધી આટલુંજ કહેવું બસ છે કે જે રીતે અને ઢબે તમે વાતચીત કરો, વિચાર કરો અને વર્તન રાખો તે રીત અથવા ઢબ તમારૂં વ્યક્તિત્વ દર્શાવે છે. જો એક માણસે વાર્તાલાપ, વિચાર અને વર્તનની એવી કળા સિદ્ધ કરી હોય કે જેનો માત્ર ઉપયોગ કરવાથી તે બીજાઓ મારફતે પોતાની ઇચ્છા પરિપૂર્ણ કરી શકે તો તે માણસ સફળ વ્યક્તિત્વ ધરાવે છે એમ કહી શકાય.

આવું વ્યક્તિત્વ મેળવવા માટે ચોકસ પ્રયત્નની અને આકરી તાલીમની જરૂર રહે છે.

સફળ વ્યક્તિત્વના ફાયદાઓ પાર વગરના છે. એ તો સાવ દેખીતુંજ છે કે સફળ વ્યક્તિત્વ ધરાવનાર માણસ પોતાના લાભ માટે, લોકોને વશ કરી લેવાની–તેઓને જીતી લેવાની કળા સારી રીતે જાણે

છે, પછી ભલેને તે ગમે તે સ્થિતિમાં મુકાયલો હોય અને ગમે તે હેતુસર પોતાની કળાનો ઉપયોગ કરવા માગતો હોય.

જુદા જુદા પ્રશ્નો માટે જુદી જુદી પદ્ધતિઓ અજમાવી પડે છે. એવી પદ્ધતિઓનો વખતો વખત ઉપયોગ કરતા રહેવાથી ઉપયોગ કરનારને માટે એ પદ્ધતિઓ કુદરતી બની જાય છે. એને આ પુસ્તકના મર્યાદીત ક્ષેત્રમાં વર્ણવી શકાય નહિ. એતો જેમ જેમ તમે લોકોમાં મળતા ભળતા રહેશો તેમ તેમ તમે તે શીખી લેશો. પણ બીજાં પણ કેટલાંક એવા ગુણો (લક્ષણો) છે કે જે તમે ગમે તે કામ ઉપાડો તે સર્વમાં સફળતા અપાવે છે. પરંતુ એ લક્ષણો પ્રાપ્ત કરવા માટે તમારે ચાલુ પ્રયત્નો કરવાની જરૂર છે.

## નિરાળું વ્યકિતત્વ.

સૌથી પહેલું તો તમારા મિત્રમંડળમાં બીજાઓ કરતાં તમારી પાસે તદ્દન નિરાળુંજ વ્યકિતત્વ હોવું જોઇએ.

સમાજમાં નીચી પાયરી ઉપરના મોટા ભાગના લોકો કેવળ બેદરકાર, સુસ્ત અને આળસુજ છે.

તેઓને જરા બારીકાઇથી જુઓ અને તમને જણાશે કે તેઓના ચહેરાની લાક્ષણિકતાઓ, તેમજ ભીન્ન ભીન્ન વાતાવરણ અને ધંધાઓને પરીણામે મેળવેલી અમુક ખાસીયતો સિવાય તેઓમાં કાંઇજ તફાવત નથી–જાણે કે નીચું જોઇને ચાલનારૂં ગાડરીયું ટોળું.

કોઇ કોંઇવાર એઓમાંથી નીરાળાં અને પ્રબળ વ્યકિતત્વવાળો કોઇક માણસ નીકળી આવે છે. સ્વાભાવીક રીતેજ તેના તરફ માનની નજરે જોવામાં આવે છે. તે એકદમ એ લોકોનો નેતા બની જાય છે.

એ પુરૂષ બુધ્ધિમાં તો એમાંના ઘણાં કરતાં ચઢીયાતો ન પણ હોય અને એના ખાનગી જીવનમાં તો એના દોષો વધુ ગંભીર હોય, પણ એના આ દોષો અને ખામીઓ છતાંયે કેવળ પોતાના નિરાળાં વ્યકિતત્વના પ્રભાવથી બીજાઓ કરતાં ચઢીયાતું સ્થાન મેળવી લે છે.

તમે પણ જીવનના જે ક્ષેત્રમાં રહી સારા લાભો ઉઠાવવાની આશા રાખતા હો તે ક્ષેત્રને અનુકુળ આવે એવી રીતે તમારૂં ચોકસ નિરાળું વ્યકિતત્વ કેળવતાં શીખવું જોઇએ. તમે પ્રશ્ન પૂછશોઃ "એ માટે મારે શું કરવું?" આ પ્રકરણનો હેતુ તમને અમુક રહસ્યોથી વાકેફગાર બનાવવાનો છે. આ રહસ્યો તમને આગળ ઉપર મદદગાર બનશે. બાકીનું તો તમે જે લાઇન લીધી હોય તેના ઉપર આધાર રાખે છે અને વખત જતાં તમે તે શીખી શકશો.

## દેખાવ અને વાણીમાં સફાઇ.

પહેલું તો તમારી આવક કે દરજ્જો ગમે તે હોય પરંતુ તમારો દેખાવ તો સુઘડ હોવોજ જોઇએ.

એનો અર્થ એવો નથી કે તમારે ખર્ચાળ કે કિંમતી પોષાક પહેરવો. તમારે માત્ર એટલીજ કાળજી રાખવાની છે કે તમે જે કાંઇ પહેરો તે સુઘડ હોવું જોઇએ અને તે ઉપરાંત પહેરવાની રીત પણ સફાઇદાર અને આકર્ષક હોવી જોઇએ.

તમને જાણીને નવાઇ લાગશે કે સુઘડ દેખાવ લોકોના મન ઉપર અજાણ રીતે બહુજ સુંદર અને અનુકૂળ છાપ પાડે છે. ગંદા દેખાવવાળા માણસોને શરૂઆતમાંજ નિષ્ફળતા મળે છે. તેઓ આજુબાજુના લોકોના મન ઉપર પ્રતિકૂળ છાપ પાડે છે, એટલુંજ નહીં પણ તેમના આચાર વિચારો પણ આપોઆપ ગંદાજ બને છે. એ ખચીત માનજો કે સારો પોષાક એ પહેરનારના તેમજ જોનારના મન ઉપર અજાણ રીતે ભારે પ્રભાવ પાડે છે.

જે બાબત પોષાકને લાગુ પડે છે તે વધુ પ્રમાણમાં વાણીને પણ લાગુ પડે છે. વાર્તાલાપમાં સફાઇ, અંગોનું હલનચલન અને વર્તન એ ચોકસપણે સામી વ્યક્તિનું દીલ જીતી લે છે.

જે માણસ જીભથી તોતડાતો હોય અથવા બીજાને સમજાય નહીં એટલું ઉતાવળું બોલતો હોય તે કદી પણ લોકોને આંજી દઇ પોતાના મતના કરવામાં સફળ બનતો નથી. મીઠો અને પ્રમાણસરનો અવાજ જે

પ્રસંગને અને વિષયને છાજે એવી રીતે બોલાતો હોય તો તે માણસોના મન ઉપર જાદુઇ અસર કરી જાય છે. હીટલર અને મુસોલીનીની ઘણીખરી સફળતા તેઓની સચોટ અને આંજી દે એવી વાણીમાં રહેલી છે. ઘણાખરા લોકોને એ ખબર નથી કે સુઘડ અને સફાઇદાર વાણી જેમ સ્વચ્છ અને સ્પષ્ટ વિચારમાંથી જન્મે છે તેમ તે એવા વિચારોને જન્મ પણ આપે છે. જે માણસ ખંતપૂર્વક સ્પષ્ટ, ધીમી અને પ્રમાણસરની વાણી કેળવે છે તે પોતાને ખબર ન પડે એ રીતે સ્પષ્ટ અને સ્વચ્છ વિચારો કરતો બની જાય છે. એના બધા સ્પષ્ટ અને અસ્પષ્ટ ખ્યાલો અદ્રશ્ય થઇ જાય છે અને સ્પષ્ટ વિચાર કરવાની એને હંમેશ માટે ટેવ પડે છે, જે એની જીંદગીની સફળતા માટે ખુબજ ઉપયોગી છે.

## રીતભાતમાં સફાઇ.

દેખાવ અને વાણીની સફાઇ એ બે અગત્યની ખાસીયતો ઉપર તમારે હંમેશ લક્ષ આપવાની જરૂર છે, તો પણ આખરે તો સફાઇદાર અને સુંદર સામાજીક રીતભાતોથીજ તમે અન્ય માણસોની મહેરબાની જીતી શકશો. એજ વસ્તુ પુંજી કમાવામાં એક મોટી અસ્કયામતરૂપ છે. કારણ કે, ખરી રીતે તો સંપત્તિ કોઇ માલ અથવા સેવામાંથી બનાવી શકાતી નથી પરંતુ જે લોકોને તમે એ માલ અથવા સેવા આપો છો તેઓ પાસેથી કમાઇ શકાય છે. જેઓ સાથે તમારે કામ લેવાનું છે તેઓ ઉપર અનુકૂળ છાપ પાડતાંની વારજ તમે તમારા માટે આવકનું એક મોટું સાધન ઉભું કરો છો એમ ખચીત માનજો, અને એ બાબત હંમેશ માટે ધ્યાનમાં રાખજો.

સુઘડ દેખાવ અને સફાઇદાર વાણીનો ઉદ્દેશજ બીજાઓને રીઝવવા અને તેઓ ઉપર છાપ પાડવા માટે છે.

માટે તમારી રીતભાત સર્વ સંજોગોમાં આકર્ષક અને અનુકૂળ થઇ પડે એવી રાખો. બીજાઓ સાથેના તમારા વ્યવહારમાં પણ એક પ્રકારનો એવો મોહક મોભ્ભો જાળવો કે જે કોઇને માઠું ન લગાડતાં સૌ કોઇને રીઝવે અને સુંદર છાપ પાડે.

તમારૂં વ્યક્તિત્વ જીવંત હોવું જોઇએ. તેમાં જુસ્સો અને પ્રભાવ હોવાં જોઇએ. એ સાથે તમારે એ પણ કાળજી લેવી કે આ બધી લાક્ષણિકતાઓ એકજ હેતુસર વાપરવામાં આવે—અને તે એજ કે જે વ્યક્તિ કે પક્ષ પાસે તમે સારો લાભ મેળવવાની આશા રાખતા હો તેને ખુશ કરવાની ઇચ્છા. પણ જોજો ખુશામદખોર બની જશો નહિ. ચતુર માણસો એવાઓ પ્રત્યે તીરસ્કાર ધરાવે છે અને સાવચેત માણસો તેમનાથી દૂર ભાગે છે. માટે મોભાદાર બનો. તમારો મુદ્રાલેખ "રાજી રાખવા પ્રયત્ન કરો" એ હોવો જોઇએ. રાજી રાખવા માટેનું મનોબળ એ સફળતા માટેની મોટી અસ્કયામત છે. બીજાઓ સાથેના વર્તનમાં તમે તમારી રીતભાતો કે ખાસીયતોમાં બેદરકાર રહેશો નહીં. સંભાળ અને સાવચેતી રાખો, નાનામાં નાની બાબતો ધ્યાનમાં લો અને હંમેશાં દુરંદેશી વાપરી કામ કરો.

સફળ, જીતી લેનારા વ્યક્તિત્વની ઘણીખરી મોહકતા, સુંદર રીતભાત, મીઠાશભર્યો સ્વભાવ, ઉદારતાભરી લાગણી સૌ ખુશમિજાજીપણાંને આભારી છે. ચંચળતા પણ એટલીજ જરૂરી છે. બહારથી જડ અને ગંભીર દેખાવ રાખવો તે હંમેશાં અણગમતો અનુભવ છે. સ્ફુર્તીવાન, હાજરજવાબી, દીલસોજ, અને વિશાળ મનના બનો અને તમારા દીલમાં ગમે તે હોય, તો પણ તમારૂં મોઢું તો હંમેશ હસતુંજ રાખો.

### ચતુરાઇ.

સાથે સાથે એ પણ ધ્યાનમાં રાખો કે તમારૂં મન નજીવું નહીં બને. ગંભીર મનના, ચતુર અને ચપળ બુદ્ધિના બનો. તમારો દેખાવ અને તમારી સર્વ કુશળતા ફક્ત એકજ ધ્યેય પાછળ કામે લગાડો અને તે એજ કે સામા પક્ષ પાસેથી તમારે જે જોઇએ તે તમારે કેવી રીતે મેળવવું. એનો અર્થ એવો નથી થતો કે તમારે ઠગ વિદ્યા વાપરવી. ઠગ વિદ્યાથી કદી લાભ મળતો નથી અને મળશે નહિ. ઠગાયલો માણસ હંમેશા વેર લેવા તલપે છે અને તેટલે અંશે તે

તમારી પ્રગતિમાં અંતરાયરૂપ બને છે. માટે પ્રમાણીક રહેવું અને સીધા માર્ગે ચાલવું, પણ એ સાથે તમારે જે લાભ મેળવવો હોય તે પણ હંમેશા લક્ષમાં રાખવો અને સામા પક્ષને નાખુશ કર્યા વિના તે મેળવી લેવો.

## કુનેહ.

લોકો સાથેના તમારા વ્યવહારમાં તમારે કદાચ વધુમાં વધુ જરૂર કુનેહની લાગશે, કારણ કે કુનેહ એ અંગત જીવનમાં તેમજ વેપાર ધંધામાં સફળતા મેળવી આપનારી એક અગત્યની તરકીબ છે. કુનેહ ઘણાં તત્વોની બનેલી છે. મીઠો સ્વભાવ, ગ્રહણશકિત, એટલે કે એક બાબતને જલ્દી સમજી લેવાની શક્તિ, તથા અણધાર્યો પ્રસંગ સાચવી લેવાની શક્તિ—એ બધાંનું મિશ્રણ તેનું નામ કુનેહ. માટે આટલા ગુણો અવશ્યક છે:—

(૧) મનુષ્યનો સ્વભાવ, તેની દહેશતો, નબળાઇઓ, આશાઓ અને વ્રત્તિઓની સહાનુભુતિભરી સમજ, (૨) બીજા માણસની જગ્યાએ તમારી જાતને મૂકીને તે વ્યક્તિના દ્રષ્ટિબીંદુથી અમુક બાબત ઉપર વિચાર કરવાની શક્તિ, (૩) બીજાને નાહકનું માઠું લગાડે એવા તમારા વિચારો નહીં દર્શાવવા જેટલી ઉદારતા, (૪) કઇ વસ્તુ લાભકારક છે તે તત્કાળ સમજી જવાની શક્તિ તથા જરૂરી છુટછાટો મુકવાની તત્પરતા, (૫) તમને ગમતી નહીં હોય છતાં તમારી ઉપર આવી પડી હોય એવી પરિસ્થિતિને ખુશીથી સ્વીકારી લેવાની તૈયારી.

આ ગુણો તમારામાં ખીલવવા માટે પ્રયત્ન કરો. એ તમારા અંગત જીવનને તેમજ વેપારી જીવનને ફતેહમંદ બનાવવામાં મોટી મદદ કરશે.

## ખાનગીપણું (ગુપ્તતા).

તમારૂં કામકાજ પછી તે ખાનગી હોય કે જાહેર હોય પરંતુ તે બીજાઓ જાણી જાય તેના જેટલું નુકશાનકારક કદાચ બીજું કાંઇ નથી.

દુનીઆમાં મોટા ભાગના લોકો સાંકડા મનના, અદેખા અને હલકી વૃત્તિવાળા હોય છે. તેઓ સાથેના તમારા સમાગમ દરમ્યાન તમારૂં ધ્યેય તમારૂં કામ કાઢી લેવાનું છે. માટે તમારા વિષેની માહીતીથી કે બીજી કોઇ રીતે તેઓને એવી એકપણ તક આપશો નહિં કે જેથી કરીને તેઓ તમને નુકશાન પહોંચાડી શકે.

તમને પોતાને, તમારી મહત્વાકાંક્ષાઓને અથવા તમારી યોજનાઓને લગતી તમામ બાબતોમાં વિવેકબુધ્ધિ, ગુપ્તતા અને ચુપકીદી જાળવવાં એ એક મોટો ગુણ છે. તમારા વિષે કાંઇપણ માહીતી તમારે કોઇ માણસને આપવી નહીં. જીવનની સાધારણ બાબતોમાં પણ તમને લાગતીવળગતી હોય એવી વાતો હરગીઝ કરવી નહિં. પણ એ સાથે તમારૂં બધું સાવચેતપણું ખુલ્લી રીતે બતાવશો નહીં કારણ કે એમ કરવાથી તેઓ એ સામે ચીઢ બતાવશે. ઉપર ઉપરથી મળતાવડા અને ખુલ્લા દીલના રહેવું, પરંતુ વાસ્તવીક રીતે ઓછા બોલા બનવું અને કોઇના હાથમાં આવવું નહીં.

લોકો પ્રત્યે સન્માન અને પ્રેમભર્યો વર્તાવ રાખો, પરંતુ તમારે જાતે હંમેશા અલગ અને મોભ્ભાદાર રહેવું. એ તમને આખરે ખુબ લાભદાયી નીવડશે.

એ સાથે તમારો લાભ કયાં કયાં રહેલો છે તે ધ્યાનપુર્વક નિહાળતા રહેવું. તમારી હરફર વિચારપૂર્વકની અને તમારી યોજનાઓ પદ્ધતિસર રાખો. આ બધા ગુણોને જલ્દી ખીલવવા માટેનો સૌથી સારો રસ્તો એ છે કે તમે એ બધા ગુણો પ્રાપ્ત કરી લીધા છે એવો ખ્યાલ રાખતા રહો. એ ખ્યાલ હંમેશા તમારી નજર સમક્ષ રાખવો એટલુંજ નહીં પરંતુ એવા ગુણો ધરાવનાર એક માણસ જેમ કરે તેમજ તમે પણ વાતચીત કરો અને તેવુંજ વર્તન રાખો. આ બધા ગુણો પ્રાપ્ત કર્યા બાદ તમને જે જે તક આવી મળે તે દરેકનો ઉપયોગ કરતાં શીખો. આવી રીતે મેળવી લેવાની વૃત્તિ સાથે દુનીયામાં ઝંપલાવો

અને તમારી આસપાસના લોકોમાં ગુસ્સો કે વિરોધ ઉપજાવ્યા વગર નાનું મોટું જે કાંઇ હાથ લાગે તે ઝડપી લો.

પ્રબળ ઇચ્છાશક્તિ અને મકકમ નિશ્ચય સાથે અને માર્ગમાં જે અંતરાયો આવે તે સઘળાંને નિષ્ઠુર રીતે કચડી નાંખવાની તૈયારી સાથે જીવનમાં પ્રવેશ કરો. નિડર, સબળ અને બંડખોર બનો. તમારી પોતાની જાત સિવાય કોઇની સેવા ઉઠાવવી નહીં. એ યાદ રાખો કે જીંદગીમાંથી જેટલું તમે ઇરાદાપુર્વક ઝડપી લેશો તેટલુંજ તમને જીંદગીમાં મળવાનું છે. જે ઉપર તમારૂં દીલ ઠરે તે ઝડપી લેવાનો નિરધાર કરો. કદાચ તમારી ઇચ્છા સંતોષાતાં થોડોઘણો વખત લાગશે, પરંતુ એકવાર કામ ઉપાડયું કે પછી વખત નહીં પણ વિજયજ અગત્યનો છે.

## સારાંશ.

(૧) જે રીતથી તમે વાતાલાપ કરો, ચાલો કે વર્તન રાખો તે રીત તમારૂં વ્યક્તિત્વ બતાવે છે.

(૨) નિરાળું અને સામાને જીતી લે એવું વ્યક્તિત્વ કેળવવા પ્રયત્ન કરો.

(૩) સુઘડ દેખાવ અને સફાઇદાર વાણી રાખો.

(૪) આકર્ષક રીતભાત રાખો.

(૫) ચતુર અને ચપળ બુદ્ધિના બનો.

(૬) કુનેહ રાખો.

(૭) તમારી તમામ બાબતો ખાનગી રાખો. વિવેક બુધ્ધિ, ગુપ્તતા અને ઓછા બોલાપણું એ મોટા ગુણો છે.

(૮) પ્રબળ ઇચ્છાશક્તિ અને મકકમ નિરધાર સાથે, અને માર્ગમાં આવતા અંતરાયોને કચડી નાંખવાને તૈયાર બની દુનીઆમાં ઝંપલાવો.

(૯) એટલું યાદ રાખો કે જીંદગીમાંથી જેટલું તમે બળજબરીથી અને ઇરાદાપૂર્વક ઝુંટવી લેશો, તેટલુંજ તમને જીંદગીમાં મળવાનું છે. માટે જે ઉપર તમારૂં મન ઠરે તે ઝુંટવીજ લો.

(૧૦) ઉપલા ગુણો સાથેનું વ્યક્તિત્વ કેળવવું હોય તો આ બધા ગુણો તમે ધરાવોજ છો એવો ખ્યાલ કરો. અને એવા ગુણો જાણે તમે મેળવીજ લીધા છે, એ રીતે હરઘડીએ વાતચીત કરો, વિચાર કરો અને વર્તન રાખો.



# પ્રકરણ ૧૪ મું.

## સંબંધો જોડવા વિષે.

અત્યારના આપણા માનવ સમાજમાં બીજા શખ્સોની શક્તિ, કાર્ય, કે મદદ વગર તમે કાંઇ પણ કરી શકો નહિ.

અરે, તમારો ખોરાક અને પીવાનું પાણી પણ સેંકડો માણસોના સંયુક્ત પ્રયત્નોને લીધેજ પેદા કરી શકાયાં છે અને એ બધાં માણસો માનવ સમાજનાંજ અંશો છે.

હકીકત એ છે કે, બીજાઓની મદદ વગર તમે કાંઇપણ કરી શકો નહિ. આ મદદ કાં તો તમે એની જાણ પણ ન પડે, એવી આડકતરી રીતે મેળવો છો, અથવા તો તમે કાંઇ વસ્તુ પ્રાપ્ત કરવા માંગતા હો, ત્યારે બીજાને મદદ કરવાનું કહીને સીધી રીતે મેળવો છો.

આ હકીકત તમે જેટલી વહેલી સમજી લો તેટલી તમને વધારે લાભકારક છે. **બાજાઓની મદદ મેળવ્યા વગર તમે એકલે હાથેજ બધું કરી શકો એમ છો એવો વિચાર કાઢીજ નાંખજો.** તમારી યોજના પાર પાડવા માટે, સીધી યા આડકતરી રીતે બીજાઓની મદદ લેવામાં જેમ બને તેમ જલ્દી પાવરધા બની જાવ.

જેઓ અમુક દિશામાં તમને મદદ કરવાની સ્થિતિમાં હોય એવા માણસોની એક નાની મંડળી જમાવો, કે જેથી એ બધા માણસોના સંયુક્ત પ્રયત્નોથી, તમારી યોજના પરિપૂર્ણ બની શકે. પહેલું તો તમારા મનમાંજ આવી નાની મંડળી ગોઠવો. એ દરેક જણને તેમની શક્તિ અનુસાર કાર્ય વહેંચી આપો, અને ત્યાર પછી, એ કાર્ય એ બધાઓ પાસે કરાવવાની કોશીશ કરો.

એ યાદ રાખો કે તમારૂં કાર્ય ગમે તે પ્રકારનું હોય પણ તે બીજાઓ સાથે જોડાઇ જવાથીજ થઇ શકે છે.

માટે તમારી યોજના પાર પાડવા માટે બીજા માણસો સાથે સંબંધ જોડો. આ જોડાણ જેટલું વધારે મજબુત હશે તેટલું તમારૂં કાર્ય વધુ સરળતાથી અને વધુ સારી રીતે પાર પડી શકશે.

કાંઇપણ કાર્ય પાર પાડવાની તમારી ખરી તાકાત અને કુશળતા, તો, જેવા તમારા સંબંધો હશે, અથવા જેવા સંબંધો તમે જોડી શકો, અને જેટલી ભેગી શક્તિ તેઓ તમારે માટે આપી શકે તેની ઉપર આધાર રાખે છે.

બીજા શબ્દોમાં કહીએ તો, જો તમારી શક્તિ નહીં જેવીજ હોય, તો પણ, તમે યોગ્ય સંબંધો જોડીને, અને તે સંબંધની ભેગી શક્તિનો ઉપયોગ કરીને, કાંઇપણ કાર્ય પાર પાડી શકો.

જ્યારે દુનીયાના પોલાદના મહાન ઉદ્યોગપતિ એન્ડરૂ કારનેજીને પૂછવામાં આવ્યું કે, તમે તારના સંદેશાઓ પહોંચાડનાર એક સાધારણ છોકરામાંથી આપ મેળે એક મોટા ધનાઢ્ય માણસ કેવી રીતે બની શકયા? એમણે જવાબ વાળ્યો: “એનું કારણ હું હોશિયાર હતો તે નથી, પરંતુ હોશિયાર માણસોનો મેં મારે માટે ઉપયોગ કર્યો તે છે.”

આ અગત્યની વાત યાદ રાખો જો તમારી પાસે પૈસા હોય પણ બુદ્ધિ ન હોય અથવા ખુબ બુદ્ધિ હોય પણ પૈસા ન હોય તો જરા પણ નાહિંમત કે નિરૂત્સાહી બનશો નહિં. આ બંને વસ્તુઓમાંથી તમારી પાસે એકે પણ ન હોય તોયે મુંઝાશો નહિં. જ્યાં સુધી તમારામાં કોઇ પણ નિશ્ચિત વસ્તુ મેળવવા માટેની ઉંડી ધગશ હોય—ધગધગતી ઇચ્છા હોય અને તે ઇચ્છા સંતોષવા તમે સાચા દીલથી જહેમત ઉઠાવવા તમે તૈયાર હો ત્યાં સુધી ફતેહ તમારીજ છે. તમારી યોજનામાં જે કાંઇ જરૂરીઆતની સપૂર્ણતા ખૂટતી હોય તે તમે યોગ્ય માણસો સાથે જોડાઇને પૂંર્ણ કરી શકો છો. દ્રવ્ય મેળવવાની તમારી આકાંક્ષા સંતોષવામાં તમને મદદ કરી શકે એવા લાયક માણસો સાથે સંબંધો જોડવાની જરૂરીઆત હંમેશા તમારા લક્ષમાં રાખો અને એ ધ્યેય નજર આગળ રાખી દુનીયામાં બહાર પડો. લોકોમાં ભળો અને જેઓ તમારી યોજના પાર પાડવામાં તમને મદદગાર થઇ શકે એવા માણસો ખોળી કાઢો.

## સારાંશ.

(૧) બીજાઓની સીધી કે આડકતરી મદદ લીધા વગર તમે કાંઇ પણ કામ પાર પાડી શકો નહિં.

(૨) આ હકીકત સમજી લો. તમે એકલે હાથેજ કાંઇપણ બધું કરી શકશો એ ખ્યાલ નાબુદ કરજો.

(૩) તમારી યોજના પાર પાડવા માટે બીજાઓને મદદમાં લેવાની કળા શીખી લો.

(૪) જ્યારે જ્યારે તમે તમારી યોજના અમલમાં મૂકવા ઇચ્છો ત્યારે તમને મદદ કરી શકે એવા સંબંધો જોડો.

(૫) પ્રથમ તો જેઓ તમને તમારી યોજના પાર પાડવામાં મદદ આપી શકે એવા માણસોની મંડળી તમારા મનમાં ગોઠવો અને તે બાદ તેઓ બધા મારફતે કામ કરાવી લો.

(૬) કોઇ પણ કામ પાર પાડવાની તમારી શક્તિ અથવા કુશળતા તો જેવા તમારાં સંબંધો હશે અથવા જેવા સંબંધો તમે જોડી શકો અને એ જોડાણની સંયુકત શક્તિ ઉપર આધાર રાખે છે.

(૭) જો તમારી પોતાની શક્તિ નહિ જેવીજ હોય, તો તમે જોડેલા સંબંધોની મદદથી તમારૂં કાર્ય સિદ્ધ કરી શકો. બીજા શબ્દોમાં કહીએ તો, જો તમારી પાસે પૈસા ન હોય અથવા બુધ્ધિ ન હોય કે એ બંનેમાંનું કાંઇપણ ન હોય તો પણ જો તમે યોગ્ય સંબંધો જોડેલા હોય તો તમારી યોજના પાર પાડી શકો છો, કારણ કે તમારામાં જે કાંઇ અપૂર્ણતા હોય તે યોગ્ય સંબંધોથી હંમેશા પૂર્ણ કરી શકાય છે.

(૮) માટે દુનીયામાં બહાર પડો, લોકો સાથે ભળો અને તમારી યોજના પાર પાડવાના હેતુથી, જેઓ સાથે તમે સંબંધો જોડવાનું યોગ્ય ગણો, એવા માણસોને ખોળી કાઢો.

# પ્રકરણ ૧૫ મું.

## સામાજીક સંસર્ગો.

માત્ર પુસ્તકોજ વાંચવાથી જિંદગીમાં સફળતા મેળવી શકાતી નથી. પણ લોકોના સંસર્ગોમાં રહેવાથીજ મેળવી શકાય છે. કયે રસ્તે ચાલવાથી સારી રીતે રહી શકાશે એ તમને પુસ્તકો શીખવશે. જે માણસ લોકોમાં ભળી જવાની કળા જાણે છે તેને માટે જીંદગીમાં સફળતા છેજ.

દરેક મનુષ્યમાં જ્ઞાન, અનુભવ, તેમજ માનસિક અને આર્થીક બળ થોડાઘણા પ્રમાણમાં હોય છે. જો તમે એનો વિશ્વાસ તેમજ મહેરબાની કેવી રીતે મેળવવી તે જાણો તો તમે તમારી યોજનામાં આગળ ધપવાને માટે એનો ઉપયોગ કરી શકો.

તેનો વિશ્વાસ અને મહેરબાની તમારી તરફેણમાં કેવી રીતે લઇ લેવી એ જો તમે જાણો તો તમારી યોજનામાં આગળ ધપવા માટે, તેનો તમે એક યા બીજી રીતે ઉપયોગ કરી શકો.

જો તમે સામાજીક સંસર્ગો તરફ બેદરકારી ધરાવશો, તો એને લીધે જે મદદ તમને ઉપયોગી નીવડે તે મદદ તમે જતી કરો છો. વળી સામાજીક સંસર્ગ ધરાવતાં છતાં તે સંસર્ગમાંથી લાભ લેવાની કળાથી જો તમે અજાણ હો, તો તમે તમારી યોજનામાં આગળ ધપવાની સારામાં સારી તક ગુમાવો છો.

એ બાબતો તરફ લક્ષ આપવાની ટેવ પાડો. સામાજીક સંસર્ગો વધારતા ને વધારતા જાવ. અને સાથે સાથે તમે જે કામ માથે લીધું છે તેમાં તેનો ઉપયોગ કરતાં શીખો.

જે માણસો તમને તમારી યોજના સફળ કરાવવામાં મદદરૂપ નીવડે એવા માણસો સાથે ભળવાનું ખાસ ધ્યાન રાખો.

એવા ઘણા લોકો છે કે તેમનો ધંધો જુદો હોય છે, અને જેમના ધંધા સાથે એમને બીલકુલ સંબંધ નથી, તેવા ગમે તેવા જુદા જુદા ધંધાવાળા માણુસો સાથે, તેઓ ભળી જાય છે. તેઓ આર્થીક દૃષ્ટિએ પણ મદદ રૂપ મીત્રો હોતા નથી.

આ પ્રમાણેની મિત્રાચારી બાંધવાની ભુલ આપણમાંના ઘણાખરા હંમેશા કરે છે. મિત્રાચારી અને ઓળખાણ એ મહત્ત્વની બાબત છે, કારણ કે એ કોઇ વખત મદદરૂપ નીવડે છે અથવા બીન જરૂરી જવાબદારી વહોરી લેવા જેવું છે. માટે મિત્રાચારી વિષે યોગ્ય યોજના કરવી જોઇએ. આપણી ઇચ્છા બર લાવવામાં જેઓ બીલકુલ ઉપયોગી નીવડતા નથી, તેમની સાથે જરાપણ વખત ગુમાવવો નહિ. આ બાબત ખાસ લક્ષમાં રાખવી. જેઓ તમને મદદરૂપ નીવડતા હોય તેમની સાથેજ મિત્રાચારી બાંધો અને સફળતા મેળવવા માટે વધારે ને વધારે સારા લોકો સાથે સંસર્ગ મેળવવામાં તમે તમારો વખત ગાળો.

**મિત્રોની પસંદગી.** શરૂઆતમાં યાદ રાખો કે મિત્રાચારીએ મહત્ત્વની બાબત છે. તેને શોધ્યા વિના અને તે મેળવવાનો હંમેશા પ્રયત્ન કર્યા વિના તે મળે એમ નથી. જેઓ તમારા મિત્ર બને છે તેમની શક્તિ, તેમજ તમારે માટે તેમને કેટલું સન્માન છે તેની ઉપર મિત્રાચારીની કિંમત રહે છે. તેથીજ સામાજીક સંબંધો બાંધવાના પ્રયત્નો એ દિશામાં કરવા જોઇએ. પહેલાં તો તમારા ધ્યેય માટે યોજનાની અને ફાયદાની બજાવણીમાં તમને મદદરૂપ નીવડે એવા લોકો તમારે શોધી કાઢવા. બીજું તેમની સાથે મિત્રાચારી બાંધવાની રીતો તેમજ સાધનો શોધી કાઢવાં જોઇએ, કે જેથી તમે તેની લાગણી, કાળજી, માન અને વિશ્વાસ જીતી લો, આથી તમને મદદ કરવી એ તેઓ એક મહેરબાની નહિ ગણે, પણ એમ કરવામાં તેમને પોતાનેજ આનંદ થશે.

તમે સ્વભાવિક રીતે પ્રશ્ન પૂછશો કે "આ મારાથી કઇ રીતે બને?" જો તમે મિત્રો મેળવવામાં તેમજ તેમને જાળવી રાખવાનું ખરેખર ઠરાવ્યું હશે તો આ એક તદન સાદી બાબત છે. મળતાવડા થતાં શીખો. વધારે ને વધારે લોકોને મળો. તમને ઉપયોગી નીવડે

એવા લોકોને મળવાનો જ્યાં જ્યાં સંભવ હોય, એવી સોસાયટીઓ, મંડળો તેમજ સંસ્થાઓમાં જોડાઇ જાવ. તેમની પાસે સીધા જઇ, અથવા એકમેકની ઓળખાણથી અથવા બની શકે એવી બીજી કોઇ રીતે તેમને મળો.

ગયા પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે તમે જો તમારૂં વ્યક્તિત્વ વિકાસવાળુ બનાવ્યું હોય તો તમે જે જે લોકોને મળો તે તે લોકો પર શરૂઆતથીજ તમારી સારી છાપ પાડવાનો સંભવ છે. અને આ પ્રમાણે સામાજીક સંસર્ગો બાંધવામાં શરૂઆતથીજ તમે સફળ થશો.

**તમારાથી ઉતરતી પંક્તિના માણસોને છોડી દો**—છતાં એક સૂચના ધ્યાનમાં રાખો. ગમે તેવા સંજોગોમાં પણ ચહેરો તો હંમેશાં હસમુખોજ રાખો. તેમજ કોઇની સાથે ગુસ્સે થઇ તેની સામે ધિક્કાર અથવા અણગમો બતાવશો નહિ, પણ જેઓ તમારાથી ઉતરતી પંક્તિના હોય તેમની સાથે મિત્રાચારી બંધાઇ ન જાય, એવી હંમેશાં કોશીશ કરવી. તમારી અને તમારાથી ઉતરતી પંક્તિના માણસો વચ્ચે બને શકે તેટલું વધારે અંતર રાખો. અલબત તમને જ્યારે જ્યારે અને જ્યાં જ્યાં એ લોકો ઉપયોગી નીવડતા હોય, ત્યારે ત્યારે અને ત્યાં ત્યાં તો એમને જરૂર મળતા રહો. પણ એમની સાથે એકદમ ભળી જશો નહિ. તેમની સાથે મિત્રાચારીની ગાંઠ કદી બાંધવી નહિ.

તેમને દૂરજ રાખો. પછી ગમે તેવી લાલચો હોય છતાં આ શિખામણ ખાસ યાદ રાખો. જેમ જેમ તમે જીંદગીમાં આગળને આગળ વધતા જશો તેમ તેમ તમને આ બાબતની કિંમત જણાશે.

જો તમે તેમની સાથે છૂટથી ભળી જાવ તો તમે તેના જેવાજ છો તેમજ તેઓ પણ તમારા જેવા છે એવો ખ્યાલ તેમને આવવા માંડશે. માટેજ આ શિખામણ તમને આપવામાં આવે છે. વળી તમે જેટલો વખત તેમની સાથે ગુમાવો, તેના કરતાં તેટલોજ વખત વધારે સારા લોકો સાથે ગાળો, તો ફાયદામાં પણ જરૂર વધારો થાય. એ ઉપરાંત, તમે જો ઉતરતી પંક્તિના લોકો સાથે છૂટથી ફરશો તો દુનિયા પણ તમારી

કિંમત તેમના જેટલીજ આંકશે. અને તમે પણ ખરેખર ધીમે ધીમે તેમના જેવાજ થઇ જશો. આમાં જરાએ અતિશયોક્તિ નથી. પણ અનુભવદ્વારા માનસ શાસ્ત્રના નિયમાનુસાર એ બાબત સિદ્ધ થઇ ચૂકી છે.

તમે ઉતરતી પંકિતના માણસોથી દૂર રહેજો એટલે તમે તેમના માનસથી દૂર રહેશો. તમે તેમને દૂર રાખશો એટલે તમારે માટે તેમની લાગણી તેમજ માન જળવાઇ રહેશે. તેમને તમારી નજીક લાવવામાં તમે પોતેજ તમારૂં નુકશાન કરી લેશો.

## સામાજીક સંસર્ગો સફળ કરવાના સિદ્ધાંતો.

તમારાથી ઉંચી પંક્તિના અને ખાસ કરીને જેઓ તમારી ઇચ્છાની સફળતામાં મદદરૂપ નીવડતા હોય, તેવા લોકોની સાથેજ તમને જે કાંઇ વખત મળે તે ગાળો.

પણ જ્યાં પૈસાની બાબત હોય, ત્યાં ખાસ કરીને તમારે તમારી આર્થીક હદ બરાબર જાણી લેવી. તમારા કરતાં વધુ પૈસાદાર લોકો સાથે તમે મોજમઝાહમાં કલાકોના કલાકો ગાળશો નહિ. તેમજ તમે પણ તેમના જેટલું ખર્ચી શકો છો એવો ખ્યાલ પણ તેમને લાવવા દેશો નહિ.

હાલમાં ઘણા જુવાનીઆઓ, મોટા મોટા પૈસાદાર લોકોની સાથે ફરી, તેમના જેટલોજ ખર્ચ કરી, તેઓ પણ તેમના જેવાજ છે, એવો ખોટો દેખાવ કરે છે. આ ટેવ ખરેખર છોડી દેવી જોઇએ. આથી તેમનોજ નાશ થાય છે. તમારી આર્થીક બાબતની ખરેખરી સ્થિતિ જાહેર કરવા માટે બીલકુલ અચકાશો નહિ. તમારૂં વ્યક્તિત્વ જો આકર્ષક હશે તો તમારી આર્થીક નબળાઇ કોઇ પણ માણસ લક્ષમાં લેશે નહિ. ટુંકમાં, સામાજીક સંસર્ગોની બાબતમાં આ નીચેનો સિધ્ધાંત હંમેશા તમારી નજર આગળ રાખો: (ક) તમારાથી ઉતરતી પંક્તિના લોકો અને તમારી વચ્ચેનું અંતર જેમ બને તેમ મોટું રાખો. (ખ) જેઓ તમારાથી ચીઢીયાતા હોય અને ખાસ કરીને જેઓ તમારા ધ્યેયની પ્રાપ્તિમાં મદદ કરી શકે તેમ હોય એવા લોકોમાં મળવાનો અને ભળવાનો પ્રયત્ન કરો. (ગ) તમારો અમનચમનનો સમય જેઓ પૈસાની દૃષ્ટિએ તમારાથી સમાન કોટીએ હોય તેઓ સાથેજ ગાળો. (ઘ) તમારા

કરતાં વધુ પૈસાદાર લોકો સાથે તમારો વખત ગાળતા હો ત્યારે તમારી આર્થીક મર્યાદાઓ જાહેર કરવામાં સંકોચ રાખશો નહિ, અને પૈસા ખર્ચવાની વાત આવે ત્યારે કોઇપણ સંજોગોમાં ખોટો ડોળ રાખશો નહિ.

## સામાજીક સંસર્ગો કેવીરીતે યોજવા?

તમારાથી ઉતરતી પંક્તિના લોકો સાથે છુટથી નહી ભળવાનો અને તમારી ઇચ્છા પાર પાડવામાં મદદગાર થઇ પડે એવા શક્તિમંદ લોકો સાથેજ મિત્રચારી રાખવા પ્રયત્ન કરવાનો એકવાર નિશ્ચય કર્યો કે પછી એવા લોકોનાં નામોની યાદી બનાવો. તેમની ખાસીયતો અને નબળાઇઓ, તેમને ગમતી અને અણગમતી બાબતો, તેમજ તેમની રહેણીકરણી અને આચાર વિચારની રીતોથી પુરેપુરા વાકેફગાર બનો. તેનો થઇ શકે તેટલો ઉંડો અભ્યાસ કરો. એ લોકોને ઓળખતા બીજા લોકો પાસેથી બની શકે તેટલી માહીતી મેળવો. અને એવી વિગતવાર માહીતી મેળવ્યા પછી એ લોકો પાસે પહોંચવા કઇ રીત સૌથી વધુ સારી થઇ પડે તે શોધી કાઢો.

તેઓ આરામથી બેઠા હોય એવે વખતે જઇને મળો. તેઓની દરેકની જરૂરીઆતો જાણી લીધા બાદ બની શકે તો એવી છાપ પાડો કે તમે તેઓની જરૂરીઆતો પાર પાડવામાં મદદ કરી કરી શકવાની સ્થિતિમાં છો. એ યાદ રાખજો કે તવંગરમાં તવંગર અને સૌથી શક્તિશાળી લોકોને પણ અમુક જરૂરીઆતો તો હોય છેજ અને તે તેઓ પરીપુર્ણ કરવાની ઇચ્છા રાખતા હોય છે. કોઇ અમુક માણસ નિરસ, શુષ્ક જીવન ગાળતો હોય, તેને રમુજ અને આનંદ આપે એવી સોબતની જરૂર હોય. બીજો કોઇ માણસ બુદ્ધિના વિષયોમાં રસ લેતો હોય અને તે એવા લોકો સાથે ચર્ચા કરવા માંગતો હોય કે જેમના વિચારો તેને ઉત્તેજીત કરે એમ હોય વળી કોઇ માણસ સમાજમાં મોભ્ભો મેળવવા માંગતો હોય અથવા તો કોઇ ખાસ વ્યક્તિની ઓળખાણ કે મહેરબાનીની ઇચ્છા રાખતો હોય.

આ બધી જરૂરીયાતો પૈકી એકમાં પણ પૈસાનો ખપ નથી. માત્ર તમારે તમારૂં વ્યક્તિત્વ અને તમારી રહેણીકરણી એવાં બનાવવાં જોઇએ કે બીજાઓ એવું ધારે કે તમે તેઓની જરૂરીઆતો પાર

પાડવામાં કામ લાગી શકો. **મિત્રોને સાચવી રાખવાનો અને તેઓને તમારા લાભ માટે ઉપયોગમાં લેવાનો સારામાં સારો રસ્તો તેઓ ઉપર એવી છાપ પાડવાનો છે કે તમે તેઓની જરૂરીઆતો સંતોષવામાં મદદ કરી શકો એમ છે.** આ અગત્યની બાબદ ધ્યાનમાં રાખો. તમે એક માણસની એક યા બીજી જરૂરીઆતો પાર પાડવાની સ્થિતિમાં છો એમ જ્યાં સુધી તે માણસ ધારે નહીં ત્યાં સુધી તે તમારો ભાવ પૂછશે નહિં. તમે તેને કેટલા ઉપયોગી થઇ પડવા વકી છો તે બાબત ઉપરજ તમારી કિંમત અંકાશે. માટે, જે કોઇ અમુક વ્યક્તિ મારફતે તમે તમારી યોજનાઓ આગળ ધપાવી શકશો એમ ધારતા હો તે વ્યક્તિની કઇ કઇ જરૂરીઆતો પાર પડી નથી તે જાણી લો અને પછી તેની ઉપર એવી છાપ પાડો કે તમે તેની જરૂરીઆતો પાર પાડી શકશો. એ દિશામાં થોડેક અંશે તેને મદદ કરવા કોશીશ પણ કરો.

એકવાર, જો તમે તમારા સામાજીક સંબંધોમાં આ કળાનો ઉપયોગ કરી તમારા સમાગમમાં આવનારા લોકોને ઉપયોગી દેખાવાની કોશીશ કરશો તો હરકોઇ કામ માટે સૌ કોઇ તમનેજ ખોળતું આવશે. આ ઉપરાંત જો તમારામાં આગલા પ્રકરણોમાં જણાવ્યા મુજબનું સામાને જીતી લે એવું વ્યક્તિત્વ હોય તો પછી પૂછવુંજ શું? સામાજીક સંસર્ગોમાં તમારી આબાદ ફતેહજ જાણી લેવી.

## સારાંસ.

(૧) જીવનમાં સફળતા માત્ર પુસ્તકોમાં રચ્યાપચ્યા રહેવાથી નહીં પરંતુ લોકોમાં હળવા મળવાથીજ મળે. પુસ્તકો તો સફળ રીતે કેમ જીવવું, તેટલુંજ શીખવાડે.

(૨) લોકોમાં કેવી રીતે ભળવું તે જે માણસ જાણતો હોય તેની જીંદગીમાં ફતેહ છે એવી તે માણસે ખાત્રી રાખવી.

(૩) વધુ ને વધુ ઓળખાણ પીછાણ વધારતા જાવ અને એવી ઓળખાણો એવા શક્તિવાળા લોકો સાથે પાડો કે જેઓ તમને તમારી યોજના પાર પાડવામાં મદદગાર બને.

(૪) જેઓ તમારા કાંઇજ ઉપયોગમાં આવે નહિ એવા હોય તેવા લોકો સાથે દોસ્તી બાંધવી એ કેવળ ભૂલ છે.

(૫) તમારાથી ઉતરતી પંક્તિના લોકોથી દુર રહો તેઓ સાથે ભળો નહિ અને દોસ્તી બાંધો નહિં. તમારો મોજમઝાહનો સમય જેઓ તમારાથી સમાન આર્થિક સ્થિતિના છે તેઓ સાથે ગુજારો. જેઓ તમારાથી ચઢીયાતા હોય અને ખાસ કરીને જેઓ તમારી યોજના આગળ ધપાવવામાં મદદ કરી શકે તેવા લોકો સાથે ઓળખાણ પાડો.

(૬) તેઓનું ધ્યાન આકર્ષો અને તેમનાં મમતા અને વિશ્વાસ સંપાદન કરો.

(૭) તમારા સામાજીક સંસર્ગો અને મિત્રાચારી માટે અગાઉથી યોજના ઘડો.

(૮) જેઓ તમને તમારૂં ધ્યેય સિધ્ધ કરવામાં ઉપયોગી થઇ પડે એવા લોકોનાં નામોની યાદી કરો. તેમના વિષે જે કાંઇ જાણવા જેવું હોય તે જાણી લો—તેમના વખાણવા લાયક ગુણો, નબળાઇઓ, તેમને ગમતી અણગમતી બાબતો, તેમની આચાર વિચારની રીતો તે સૌ કરતાએ **તેમની જરૂરીઆતોથી** પુરેપુરા વાકેફગાર બનો.

(૯) **તેઓને મળો અને તેઓ એવું ધારે એમ કરો કે તમે તેઓની જરૂરીઆતો સંતોષી શકવાની સ્થિતિમાં છો. એ જરૂરીઆતો પાર પાડવામાં થોડે અંશે તેઓને મદદ કરો.**

(૧૦) એક વસ્તુ યાદ રાખો: તમે કોઇપણ માણસની એક યા બીજી જરૂરીઆત સંતોષી શકવાની સ્થિતિમાં નહિં હો ત્યાંસુધી તે તમારો ભાવ નહિ પૂછે. તમે તેની જરૂરીઆત કેટલી સંતોષી શકો એમ છો અને તે જરૂરીઆત કેટલી અગત્યની છે તે બાબત ઉપરજ તમારી કિંમત અંકાશે.

---

# પ્રકરણ ૧૬ મું.

## લોકો પાસેથી તમારૂં કામ કેમ કઢાવશો?

મિલનસાર સ્વભાવ અને સહકારની ભાવના માણસ માટે કિંમતી મીલ્કત છે. એને કાર્યશક્તિમાં ફેરવી જ્યારે એક વ્યક્તિની યોજના મુજબ ઉપયોગ કરવામાં આવે ત્યારેજ એ પરીણામ આપે છે. આમ ન થાય તો નિષ્ફળતાના આરોપને પાત્ર બની જવાય છે.

તમે જેની સાથે દોસ્તી બાંધો એવા મિત્રોનો તમે યોગ્ય ઉપયોગ કરવાનું ન શીખો ત્યાંસુધી ગમે તેટલો વિનમ્ર સ્વભાવ અને સહકાર ભાવના કાંઇ કામના નથી. બીજી બાજુ જો તમે બીજાઓના સહકારનો તમારા લાભમાં ઉપયોગ કરવાનું જાણતા હો તમે તમારી યોજનાના અમલમાં તમારા કટ્ટા દુશ્મનને પણ ઉપયોગમાં લઇ શકો. માર્ગમાં રહેલી મુશીબતોને પણ આથી તમે તમારી સફળતાના પગલાંઓમાં ફેરવી શકો.

આ પ્રમાણે જો તમે તમારા જીવનમાં સફળતા ઇચ્છતા હો તો લોકોના સહકારને તમારા લાભમાં ઉપયોગ કરવાનો કસબ હાથ કરજો.

માનવ સ્વભાવનો બરોબર સમજો માણસની ખોટી મોટાઇ અને નબળાઇ, ભય અને ઇર્ષા, જરૂરીઆત અને મહત્વાકાંક્ષા સર્વનો અભ્યાસ કરો, અને એ જ્ઞાનને તમારા લાભમાં વાપરો.

જગતમાં બધી જાતના લોકો વસે છે. સારા અને ખરાબ, ઉદાર અને અનુદાર, માયાળુ અને નીચ, સ્વાર્થી અને બીનસ્વાર્થી. ગમે તેવા માણસો હોય પણ એનો તમારા ફાયદા માટે ઉપયોગ કરવાનો નિશ્ચય કરો. જુદા જુદા સ્વભાવના લોકો પાસેથી કામ કઢાવવા માટે તમારે જુદી જુદી તરકીબો કરવી પડશે. તમારી આશા પ્રમાણે આ કાર્યમાં પહેલાં તમે ફત્તેહમંદ ન થાવ તોપણ નિરાશ બનશો નહિ.

બીજાઓ પાસેથી પોતાનો લાભ કઢાવી લેવામાં જોઇતું શિક્ષણ ફક્ત અનુભવની શાળામાંથીજ મેળવી શકાય. તમારા સંબંધમાં આવનાર ગમે તેની પાસેથી કોઇપણ રીતે તમે તમારૂં ધાર્યું કામ કઢાવી શકશો એવો નિશ્ચયજ કરી નાખો. દરેક બાબતમાં આ નિશ્ચયને વળગી રહેવાનો પ્રયત્ન કરો અને તમારાં દરેક કાર્યોમાં એની ટેવ પાડો.

## પદ્ધતિસર કેવી રીતે બીજાઓનો ઉપયોગ કરવો?

તમારા ફાયદાની વસ્તુ લોકો પાસેથી લઇ લેવાની સારામાં સારી રીત એ છે કે પરીચયમાં આવનાર સૌ કોઇની સાથે સબંધ જોડવો. રોજ ઘરમાંથી બહાર પડતાં એ નિર્ણયજ કરી રાખવો કે સારા માણસની મદદથી તમે જેટલું મેળવી શકો એટલાજ પુરતો તમારે સમય બગાડવો અને મિત્રતા સાધવી. જ્યારે જ્યારે તમે કોઇ માણસના સબંધમાં આવો ત્યારે ત્યારે તમારે નીચેના પ્રશ્નો એને પુછવા અને એના જવાબોની મનમાં નોંધ લેવી.

(अ) એ માણસ પૈસા, સામજીક સ્થિતિ, અને બુદ્ધિ વિગેરેમાં કેટલે સુધી શક્તિશાળી છે?

(ब) ચાલુ સમયે કે ભવિષ્યમાં એ કેવી સેવા આપી શકવાને સમર્થ છે?

(क) એની પાસેથી કેટલે સુધી ફાયદો મેળવી શકાશે?

(च) તમારી યોજના મુજબના કાર્યમાં એ કયાં સુધી કામ આવી શકશે?

એના સંબંધની શકય એટલી સંપુર્ણ માહીતી મેળવો. ત્યાર પછી જો તમને ખબર પડે કે એનાથી તમોને કાંઇ લાભ થવાનો નથી તો એવા માણસ પાછળ વધારે સમય બગાડતા નહિ. શાંતપણે એની સાથેનો સંબંધ બંધ કરજો. પરંતુ જો એ માણસ તમારે માટે ઉપયોગી જણાય તો એનાં વ્યક્તિત્વનું બારીક અવલોકન અને અભ્યાસ

તમારા મનમાં કરજો. એનો દરેક રીતે પરીચય મેળવજો. એની વાતચીત અને વર્તન, વિચારો અને કામોનું બારીક અવલોકન કરી તમારા મગજમાં ઉતારજો. અને નીચે પ્રમાણેની નોંધ લેજો.

(अ) એની સામાન્ય ખ્વાહીશો, કે જે પોતાથી એ સંતોષી શકતો ન હોય અને બીજાની મદદ માગતો હોય.

(ब) એના હૃદયમાં રહેલી આશા.

(क) એના ગુણ અવગુણો, કે જે માટે એ મિત્રોમાં જાણીતો હોય.

(च) એની ખાસ વિશેષતા, કે જેની દ્વારા એ પોતાની ચઢતી ચ્હાતો હોય. એના વ્યક્તિત્વનો અભ્યાસ કરો. એના સ્વભાવથી જાણીતા થાવ.

ઉપર કહેલી સર્વ બાબતોમાં મકકમ માહીતી મેળવ્યા બાદ એ કેવી રીતે જીતી શકાશે એ શોધી કાઢો. પહેલાં આમ કરો એને સતત ખુશીમાં રાખી શકાય એવી કોશીશ કરો. બીજું તમે એના ઉપર એવો પ્રભાવ પાડો કે આજે અથવા નજીકના સમયમાં તમેજ એની જરૂરીઆતને સંતોષી શકશો.

એમની સાથેના તમારા સંબંધમાં એને એવાજ વિચારો હેઠળ રાખો કે એને તમારી મિત્રતાથી લાભ મળે છે. એને રસ પડતો હોય એવીજ એની સાથે વાતો કરો. એની અહંભાવના અને નબળાઇઓનો પુરો લાભ લ્યો. એનો સ્વાર્થજ તમે સાધી આપો છો એવો દેખાવ કરો.

આટલે સુધીની ભૂમિકા પર એને લાવ્યા પછી એની સેવાઓ અને ગુણોનો ઉપયોગ કરો એવી રીતે કે તમે જાણે નજીવાં કામમાંજ એની મદદ લઇ રહ્યા હો. તમે જાણી ને નવાઇ પામશો કે એ તમારે માટે સર્વ કાંઇ કરવા આ રીતે ખુશીથી તૈયાર થશે. અને આમ તમે એનો પુરેપુરો ઉપયોગ તમારા લાભ માટે કરી શકશો

## સારાંશ.

(૧) મિલનસાર સ્વભાવ અને સહકારની ભાવના ત્યારેજ સારૂં પરીણામ લાવે છે કે જ્યારે એનો બરોબર ઉપયોગ કરવામાં આવે.

(૨) તમારા લાભમાં લોકોનો કેવી રીતે ઉપયોગ કરવો એ શીખો.

(૩) માનવ સ્વભાવનો અભ્યાસ કરો. એનાં હુંપદ અને નબળાઇ, એનાં ભય અને ઇર્ષાવૃતિ, વિગેરેનો પરીચય મેળવો.

(૫) તમારી આશાની સફળતાની મુખ્ય નેમ મુજબ, સંબંધમાં આવનાર સૌ કોઇ પાસેથી ફાયદાકારક એવું સર્વ કઢાવી લ્યો.

(૬) ઉપર આપેલી બધી તરકીબો અજમાવો અને તમને જણાશે કે સૌ કોઇ તમારા લાભ માટેજ કાર્ય કરવા તૈયાર થશે.

---

# પ્રકરણ ૧૭ મું.

## પૈસા કમાવાની સાચી ચાવી.

મોટા પ્રમાણમાં પૈસા કમાવાની સાચી ચાવી કઇ છે? લગભગ આપણે સૌને એ જાણવાની જીજ્ઞાસા થશે. પોતાનીજ સાહસ વૃતિ અને આપ કમાઇ વડેજ કરોડાધિપતિ બનેલા જગતના વીસ મહાન ધનવાનો સામે સ્વતંત્ર રીતે આ છુપી ચાવી જાણવાનો ઉપરનો સવાલ મુકવામાં આવ્યો હતો. એ સૌનો એકજ જવાબ મળ્યો હતો. આ જવાબ એવો હતો કે હંમેશાં વધારે અને વધારે પ્રમાણમાં પૈસા કમાવાના વિચારને સતત વળગી રહેવાથી નહિ પરંતુ વધારામાં વધારે સારી સેવા આપ્યા કરવાના ઉદ્દેશથીજ તેઓ મોટા શ્રીમંત બન્યા હતા.

આ કિમતી વિચારને બરોબર મગજમાં ઉતારજો. તમારાં દરેક કાર્યનો એને લક્ષમાં લઇનેજ અમલ કરજો. એના ઉપર તમારી માનસીક વલણનો સઘળો આધાર રહેલો છે. જેની એકનીજ પૈસા પેદા કરવાની તાકાત છે.

આનો અર્થ એવો નથી થતો કે તમારે સંપતિ મેળવવાની મહત્વકારાંક્ષાજ ન સેવવી. ઉપરના કથનનો એવો ઉદ્દેશ છે કે તમારે મેળવવાની ચોકકસ મોટી રકમ અને એ પ્રાપ્ત કરવા માટે તમારે વ્યકિતગત વર્તન અને વિચારોને, પાછળના પ્રકરણોમાં જણાવ્યા પ્રમાણે કાર્યમાં મુકવા જોઇએ. તમારે દીવસના દરેક કલાક ફકત વિચાર કરવામાંજ કાઢવા ન જોઇએ. એને અમલી બનાવવા જોઇએ. નકકી કરેલી રકમને આદર્શ બનાવી એ કેમ સિધ્ધ થાય એનીજ વેતરણમાં તમારે રહેવું જોઇએ. એટલુંજ નહિ પણ તમારે અમુક ચોકકસ રકમની કમાણી કરવાના સમયની હદ પણ આગળથી બાંધી રાખો.

તમારાં મનમાં ધારેલી રકમ મેળવવાની આ આકાંક્ષા પર એકધ્યાનપણું કેળવવાની અને તમારા વિચારો તેમજ યોજના અમલમાં

મુકવાની આ વૃતિ તમારામાં આંતરપ્રેરણા જગાવવામાં મદદગાર નીવડશે. જેથી તમોને ઇચ્છીત માર્ગે જવાનું પ્રોત્સાહન મળશે. એકવાર તમે આ તાકાત કેળવી લીધી, તમારી માનસીક સ્થિતિને મજબુત બનાવી લીધી, પછી પુરી આશા અને ઉત્સાહ સાથે કામ કરવા માંડજો. થોડી પ્રાપ્તી પછી તમારા મનમાં જાગતી વધારે ને વધારે ધન તૃષ્ણા પર કાબુ મેળવજો. સેવા આપવાનાજ ઉદ્દેશ પર લક્ષ ચોંટાડી આગે કદમ કરતા રહેજો.

પૈસાદાર બનવાની આશા સેવનારા ઘણાં માણસો, કમાણી કરવાના અનેક વિચાર માર્ગોમાં અટવાઇ જાય છે. આવા માણસોના મનને ફક્ત ગમેતેમ મોટા ધનપતિ બનવાના વિચારોજ ઘેરી વળે છે. પૈસા કયાંથી મળે? એનીજ ચિંતામાં એમના દિવસ રાત જાય છે. અને જેમ જેમ તેઓ એના પર વધુ વિચાર કરતા જાય છે તેમ તેમ પોતાના મુળ ઉદ્દેશથી દુર નિકળતા જાય છે.

## સાચી ચાવી.

કમાણી કરવાની સાચી ચાવી ઉદાર બનવામાં છે. જેમ જેમ તમે વધારે ઉદારવૃતિ દેખાડો તેમ તેમ તમો વધારે મેળવતા જશો. આથી જો તમે ધનવાન બનવા ઇચ્છતા હો તો તમારા કાર્ય અને વિચારોમાં બીજા પ્રત્યે ઉદાર બનવાનું શીખજો.

જીવનની ગમે તેવી સ્થિતિમાં, તમારી સામે ગમે તેવી યોજના પડી હોય, એ સર્વમાં આપવાનીજ ઉતારતા બતાવજો. જેમ જેમ તમે વધારે ઉદાર બનશો તેમ તેમ તમારી આશા વહેલી ફળશે.

સેવાના મહાન ઉદ્દેશપર તમારી શક્તિ અને વિચારોના પરીપાકને કેન્દ્રીત કરજો. તમારી તાકાતના પ્રમાણમાં તમે સારામાં સારી રીતે ઉદારપણું દાખવ્યું છે એ બરોબર જોજો.

એકવાર તમે અમુક રકમ કમાવાનું નક્કી કરી નાખ્યું, અને એના રસ્તાઓ પણ શોધી કાઢયા. તેમજ એના સારાં નરસાં પરીણામની પણ કલ્પના કરી લીધી, ત્યાર પછી બીજા વચલા વિચારોને બાજુએ મુકી દેજો.

એક પળ પણ એવાં વિચાર મનમાં ન લાવશો કે તમને મનમાન્યું ધન મળતું નથી એથી, તમારી પાસે છે એનો અમુક ભાગજ આપવા જેટલા ઉદાર બનવું વ્યાજબી છે. ના, એમ નહિ. તમારાથી બની શકતી ઉદારતા બતાવવામાં તમારે પાછું ન પડવુ જોઇએ. બદલો મેળવવાની આશાને સ્થાનજ ન આપ્યા સિવાય ઉદારતાના મહાન ગુણને ઉપયોગમાં લ્યો.

જેવી સેવા એવાં મુલ આજના આવા જમાનામાં માણસમાં જેટલી આવડત હોય એટલું એ કમાઇ શકે છે. માણસની કમાણીની રકમ એ, એની સમાજને અપાતી સેવાનો બદલો છે. આથી તમારૂં મુલ્ય વધારેમાં વધારે ઉદાર બની વધારવાનો પ્રયત્ન કરજો.

## વધારે ઉદાર બનજો.

તમે અમુક પ્રમાણ સુધી આપ્યા કરવાની ઉદારતા બતાવતા હો એમાં જેમ બને તેમ વધુ લોકોને એનો લાભ મળે એવી ખાસ કાળજી રાખજો. તમારી ઉદાર વૃતિ એવા પ્રકારની હોવી જોઇએ કે એનો ફાયદો વધારેમાં વધારે પ્રમાણમાં બીજાઓ ઉઠાવી શકે. તમારા આ મહાન ગુણની કદર, જેટલા વધુ પ્રમાણમાં તમારી સેવા પહોંચશે એટલાજ વધુ પ્રમાણમાં લોકો કરશે. એની કીંમતનો આધાર જાહેર જનતા છે. આ પ્રમાણે તમારા દરરોજના વિચારો અને કાર્યોને એવી રીતે ગોઠવજો કે જેનાં સારાં ફળ વધારે સંખ્યાના લોકો ચાખી શકે.

જો તમને એકાદ વ્યક્તિ કે સંસ્થાને, વ્યક્તિગત કે ધંધાદારી સેવા સમર્પવાની તક સાંપડે તો કોઇ પણ જાતની વળતી આશા રાખ્યા વીના હૃદયપુર્વક એ અવસરને અપનાવી લેજો. કોણ જાણે એમ કરતાં તમારો ધનવાન થવાનો જીવનાદર્શ એકાએક એનાં પરીણામ રૂપે સિધ્ધ થઇ જાય ! માટે કોઇ પણ સારી તક સાંપડતાં તમારે માટે જેટલી આશા રખાઇ હોય એનાથી પણ વધારે આપવાનો યત્ન કરજો.

## સાચી દાનતથી આપજો.

બીજી બધી બાબતો સાથે એક વસ્તુ ખાસ લક્ષમાં રાખજો કે જે કાંઇ, જે કોઇને પણ આપો એ સાચી દાનતથી આપજો. આ વસ્તુ ખાસ જરૂરી છે. બીજાને આપવામાં જેવી દાનત તમે રાખો તેવીજ રીતે એનો બદલો તમને મળશે.

આ ઉપરાંત જે કાંઇ આપો એમાં મન કચવાવશો નહિ. ખુશ મીજાજથી આપજો. આથી એનો ફાયદો ઉઠાવનારા સૌની સાચી કદરને એ પાત્ર બને એમ આપજો. લોક કદરમાં એવી શક્તિ રહેલી છે કે સામાન્ય માણસને મહાન સિધ્ધિ અપાવી શકે છે.

આ વિચારની જ્યોતજ તમારા મનમાં સદાય જલતી રાખજો. 'આપવું' 'આપવું' અને 'આપવું' જીવનમાં તમારો મુદ્રાલેખજ ભલે એ બની જાય. અને આ 'આપવું' પણ એવી રીતે કે શક્તિ અનુસાર અને સૌથી શકય એટલા વધુ સંખ્યાના લોકોને. સાચી દાનતથી આપવું, અને સારામાં સારી કદર થાય એ પ્રમાણે આપવું.

### સારાંશ.

(૧) પૈસા કમાવાની સાચી ચાવી દરરોજ પૈસાનાજ વિચારો કર્યા કરવામાં નથી પરંતુ શકય એટલું ઉદાર બનીને સેવા આપવામાં છે.

(૨) તમે ઇચ્છતા હો એટલી ચોકકસ રકમને નિર્ણીત આદર્શ તરીકે સામે રાખી એ પ્રમાણેની તિવ્ર આકાંક્ષા સદાય સેવતા રહો.

(૩) તમારાં મનને સંપુર્ણપણે 'આપવા' નાજ ઉદ્દેશમાં સ્થિર કરો.

(૪) તમારાથી બને એવી સારામાં સારી રીતે અને મોટામાં મોટી સંખ્યામાં લોકો લાભ ઉઠાવે એવી રીતે સાચી દાનતથી અને સાફ મનથી આપો.

(૫) બીજાઓ મોટામાં મોટી કદર મેળવે એવા પ્રમાણમાં આપો.

---

# પ્રકરણ ૧૮ મું.

## થોડું કામ કરી વધારે પૈસા મેળવવા વિષે.

જે સમાજની અંદર આપણે રહીએ છીએ તેમાં જીવન ગુજારવા માટે લગભગ આપણે બધાંએ કામ કરવાની જરૂર છે. જુદા જુદા માણસોને જુદાજુદી કામની જાત તથા જુદા જુદા કામના પ્રમાણ પ્રમાણે જુદો જુદો બદલો મળે છે. થોડાક પૈસા મેળવવા માટે કેટલાક જણને તો કલાકોના કલાકો સુધી વૈતરૂં કરવું પડે છે. ત્યારે કેટલાકો તો થોડો વખતજ કામ કરી પુષ્કળ પૈસા મેળવવા શક્તિમાન થાય છે.

ઘણા લોકો આવા સંજોગોની પરિસ્થિતિ ઉપર ટીકા કરે છે તેમજ એને વખોડે છે. વળી ઘણા લોકોને તો આ પ્રકારની સ્થિતિ ગેરવ્યાજબી અને અન્યાયી લાગે છે. છતાં એમાં કંઇ ખોટું નથી.

**લાભદાયક કામની ચાવીઓ.** જે લોકો કામ એટલે શું તથા તે શા માટે અને કેવીરીતે પૈસો પેદા કરે છે તે વિષે ખરેખરો ખ્યાલ સમજ્યા નથી, તે લોકો દિવસોના દિવસો સુધી વૈતરૂં કર્યા કરે છે. જેઓ હાલની પરિસ્થિતિમાં લાભદાયક કામની ચાવીઓ સમજ્યા છે તેઓ પ્રમાણમાં થોડું કામ કરીને કંઇ પુષ્કળ પૈસા એકઠા કરે છે. તેમને ખબર છે કે ફકત સખત કામ કરવાથીજ કંઇ પુષ્કળ પૈસા મળી જતા નથી. પણ ખરેખરૂં યોગ્ય કામ, ખરેખરા યોગ્ય માણસોને માટે ખરેખરી યોગ્ય પદ્ધતિસર કર્યું હોય તોજ પુષ્કળ પૈસા મળે છે. આ વાકયને હંમેશાં તમારી નજર સામેજ રાખો. થોડું કામ કરી વધારે પૈસા મેળવવાની ત્રણ ચાવીઓ નીચે મુજબ છે.

જો થોડું કામ કરી વધારે પૈસા મેળવવા માગતા હો તો યાદ રાખો કે, એકલા સખત કામ કરવા ઉપરજ કામના બદલાનો આધાર નથી. પણ એ આધાર તો કામના પ્રકાર તેમજ તેના ઉંચા ગુણો

ઉપર છે, તેમજ તે કામ કયા પ્રકારની અને કયા ગુણોવાળી પેદાશ ઉત્પન્ન કરે છે તે ઉપર છે, તેમજ જેમને તે વેચવામાં આવે છે તે લોકોના પ્રકાર તેમજ ગુણો ઉપર છે.

"આવકનો મૂળ આધાર" વાળા પ્રકરણમાં તમને ચોકખું જણાવવામાં આવ્યું છે કે એકાદ ખાસ જરૂરિયાતને પુરી પાડવામાં લોકોની સંખ્યા જેટલી થોડી તેમ તેમ તેને પુરી પાડવાથી તેટલીજ વધારે આવક મેળવી શકાશે.

તમારા કામને પણ આ સિદ્ધાંત લાગુ પાડો. જ્યારે કોઇ પણ જાતનું કામ હાથમાં લો, ત્યારે તે કામ જે જે જરૂરિયાત પુરી પાડે છે તેની મહત્તાનો, તેમજ, તમારી આજુબાજુ બીજા કોઇ લોકો છે કે જેઓ એજ કામ સારી રીતે કરી શકે એનોજ વિચાર કરો.

જ્યારે જ્યારે બીજાઓને આપણા કામની જરૂર પડશે ત્યારે ત્યારે આપણું કામ આપણને પૈસા મેળવી આપશે. જો એકજ કામ ઘણા માણસો કરી શકતા હોય તો તે કામને માટે તેટલા પ્રમાણમાં થોડા પૈસા મળે. પણ જો એજ કામ થોડા માણસો કરી શકતા હોય તો એજ કામને માટે તેટલાજ પ્રમાણમાં વધારે પૈસા મળે. તમે જે કામ પૈસા મેળવવા માટે હાથમાં લીધું છે, તેજ કામ તમારી આજુ-બાજુમાં બીજા ઘણા માણસો કરી શકતા હોય તો, એજ કામ થોડા માણસો કરી શકતા હોત અને જેટલા પૈસા મળ્યા હોત, તે કરતાં ઓછા પૈસા મળશે. બીજા શબ્દોમાં કહીએ તો, જો તમે થોડું કામ કરી વધારે પૈસા મેળવવા માગતા હો તો જે કામ બીજા માણસો હાલમાં કરે છે અગર કરી શકે છે તે કામ કરવામાં તમારી શક્તિ ગુમાવશો નહિ. જે કામની લોકોને જરૂર હોય તેમજ લોકોના પ્રમાણમાં ઘણા થોડા લોકો તે કરી શકે એમ હોય, તેવા પ્રકારનું કામ શોધી કાઢો.

**કામના વિભાગો.** ગમે તેવી જાતનું કામ હોય તો પણ તેના બે વિભાગ કરવા. એક વિભાગ એટલે કે, કામની શરૂઆત કરતી વખતે તેને ચાલુ રાખવા માટે જે જે નિત્ય કર્મ કરવું પડે તે. અને કામ કરતી વખતે પ્રત્યક્ષ પૈસા મળે તે બીજો વિભાગ.

થોડું કામ કરી વધારે પૈસા મેળવવાની બીજી ચાવી એ કે કામનો જે ભાગ કરતી વખતે પ્રત્યક્ષ પૈસા મળે તે ભાગપરજ વધારે ધ્યાન આપો, અને કામ ચાલુ રાખવા માટેના નિત્ય કર્મ કરવાના કામના ભાગને, જે લોકોનો વખત તમારા વખત કરતાં ઓછા મહત્ત્વનો હોય, તેમને આપો.

જે માણસ ચોકસ કામ કરવાનું પોતાને માથે લે છે, અને એ કામને લગતા બધાજ કાર્યભાગો પોતેજ કરવાનો પ્રયત્ન કરે, તો તે માણસ, કામનો જે ભાગ બીજા માણસો પાસેથી સહેલાઇથી કરાવી શકે તેમજ જે ભાગ પ્રત્યક્ષ પૈસા પણ આપતો ન હોય, તે કામનો ભાગ પોતેજ કરીને, પોતાનો વખત નકામો ગુમાવે છે. એટલે કે કામનો જે ભાગ પ્રત્યક્ષ પૈસા મેળવી આપે તે કામનો ભાગ કરીને જે પૈસા એણે પેદા કર્યા હોત તે પૈસા એ ગુમાવે છે.

સાધારણ સફળ થએલા એવા ઘણા માણસો છે, કે જેઓ બીજાને કામ આપવાનો ખ્યાલ કરતાજ નથી. બધું કામ તેમને પોતાનેજ કરવું ગમે છે. આમ મમત કરવાથી તેઓ મોટી સફળતા ગુમાવે છે, એટલુંજ નહિ પણ તેઓએ જે મેળવ્યું છે તેને પણ જોખમમાં નાખે છે.

થોડું કામ કરી વધારે પૈસા મેળવવાની ત્રીજી ચાવી એ છે કે જેમને બીજાઓ કરતાં પ્રમાણમાં પૈસાની ઓછી કિંમત અગર ગણના હોય તેમને તમારૂં કામ અગર વસ્તુ વેચો આનું સત્ય તો દેખીતુંજ છે.

જેઓની પાસે ઓછા પૈસા છે અથવા જેઓ પૈસા કાઢવા આનાકાની કરે છે તેમને જો તમે તમારૂં કામ અગર માલ વેચો તો તેમની પાસેથી તમારા કામ અગર માલ માટે શકયા તેટલા ઓછા પૈસા મળશે. પણ જેમને પૈસાની કિંમત અથવા ગણના ઓછી હોય, અને જ્યારે તેમની ઇચ્છાનો સંતોષ જળવાય રહેતો હોય ત્યાં, જેઓ પૈસા ખર્ચવાને એકદમ તૈયાર હોય, તેમને જો તમે તમારૂં કામ અથવા માલ વેચો તો તમને બની શકે તેટલા વધારે પૈસા મળે.

ફળદાયક કામ માટેની ઉપર જણાવેલી ત્રણ ચાવીઓ ખુબ ધ્યાનમાં રાખવી. પૈસા કમાવાની દૃષ્ટિએ તમે જ્યારે જ્યારે અને

જ્યાં જ્યાં એકાદ કામ શરૂ કરો, ત્યારે ત્યારે અને ત્યાં ત્યાં આ ચાવીઓ પ્રમાણે ચાલો. તમને માલમ પડશે કે, બીજાઓને આ ચાવીઓની ખબર નથી. તેમજ તેઓ ફક્ત ખ્યાલ કર્યા વગર વૈતરૂંજ કર્યા કરે છે તેમજ હાલની આર્થીક પરિસ્થિતિ વિષેજ ફરિયાદ કર્યા કરે છે, ત્યારે થોડું કામ કરી તમે વધારે આવક મેળવશો. ચાલુ પરિસ્થિતિએ તમને આ સાહસ ઉપાડવાની તક આપી તેથી તમે એ સ્થિતિને આશીર્વાદ સમાન ગણશો.

## સારાંશ.

(૧) ફક્ત સખત કામ કરવાથી કંઇ પૈસા મળતા નથી પણ ખરેખરૂં યોગ્ય કામ, ખરેખરા યોગ્ય માણસો માટે ખરેખરી યોગ્ય પધ્ધતિસર કર્યું હોય તોજ પૈસા મળે છે.

(૨) કામના બદલાનો આધાર તો કામના પ્રકાર તેમજ તેના ઉંચા ગુણો ઉપર છે તેમજ તે કામ કયા પ્રકારની અને કયા ગુણોવાળી પેદાશ ઉત્પન્ન કરે છે તે ઉપર છે તેમજ જેમને તે વેચવામાં આવે છે તે લોકોના પ્રકાર તેમજ ગુણો ઉપર છે.

(૩) થોડું કામ કરી વધારે પૈસા મેળવવા માગતા હો તો જે કામની લોકોને જરૂર હોય તેમજ લોકોના પ્રમાણમાં ઘણા થોડા લોકો તે કરી શકે એમ હોય, તેવા પ્રકારનું કામ શોધી કાઢો.

(૪) કામનો જે ભાગ કરતી વખતે પ્રત્યક્ષ પૈસા મળે તે ભાગ પરજ વધારે ધ્યાન આપો અને કામ ચાલુ રાખવા માટેના નિત્ય કર્મ કરવાના કામના ભાગને, જે લોકોનો વખત તમારા વખત કરતાં ઓછા મહત્વનો હોય, તેમને આપો.

(૫) જેમને પૈસાની કિંમત અથવા ગણના ઓછી હોય તેમનેજ તમારો માલ વેચો.

---

# પ્રકરણુ ૧૯ મું.

## લોકમત અને તમે.

તમારાં કામકાજના ક્ષેત્રમાં, તમારી યોજનાના અમલમાં, અથવા કહીએ તો તમારાં દરેક સાહસ કાર્યમાં તમારા માટેનો કે તમારા કામ સંબંધીનો જાહેર અભિપ્રાય, જેટલી મદદ અને અટકાયત કરશે એવું બીજા કોઇથી નહી બને.

એવા પણ અનેક લોકો છે કે જેઓ જાહેર અભિપ્રાયની પરવા કરતા નથી. અને આવાં માણસો જો ખરા દીલથી પોતાની માન્યતામાં માનતા હોય તો ખરેખરજ પૈસા મેળવવાની બાબતમાં એમને માટે સફળતા છેજ નહિ.

એક માણસના કાર્યની પાછળ જો જાહેરનું હિત સમાયલું હોય તો એ કામ કરવું સહેલું થઇ પડશે. ગમે તેટલી મુશીબતો હોય તો પણ જાહેરના સારા અભિપ્રાય પર તમે તમારી મનમાની સફળતા મેળવી શકશો.

તેથી તમારાં જીવન તેમજ કામમાં, લોકોની સહાનુભુતિ તમારા તરફ ઢાળવાનો યત્ન કરજો. લોકોને તમારા માટે અને તમારા કાર્ય માટે સારો અભિપ્રાય બંધાવા દેજો, જેથી એમની લાગણી તમારા તરફ વળશે.

જાહેર ગુસ્સો વ્હોરવો પડે એવું એકે કામ ખુલ્લી રીતે ન કરતા. જેમ બને તેમ લોકો તમારી કદર કરે એમ કરજો.

### તમારી ખાનગી જીંદગી.

સૌ પહેલાં તમારી ખાનગી જીંદગી એકાદ સીલ કરેલાં પુસ્તક પ્રમાણે રાખજો. તમારાં ખાનગી કામકાજમા બીજાઓની કરડી નજર ન પડી જવી જોઇએ. એવું બનવું સ્વાભાવીક છે કે તમારૂં જીવન

અને રહેણી કરણી તેમજ બીજી અનેક બાબતો માટે બીજાઓથી જુદોજ મત તમે ધરાવતા હો. તમને તમારા અભિપ્રાય મુજબ કાર્ય કરવાનો અને વર્તવાનો પુરો અધિકાર છે પરંતુ એનું તમારા વિરોધીઓ પાસે શબ્દ કે કાર્યથી પણ પ્રદર્શન ન થવું જોઇએ. કારણકે એથી એમને અણગમો, ટીકા અને ઇર્ષા ઉત્પન્ન થવાનો ભય છે. કે જે તમારા પોતાના લાભમાં નથી.

તેથી તમે જે સમાજમાં રહેતા હો એ સમાજના સભ્યો જેવો અભિપ્રાય કે ખાનગી જીવન ન ધરાવતા હો તોપણ જ્યાં સુધી તમારી આશા પુરી થાય—જ્યાં સુધી તમે આશાપુર ધન કમાઇ રહો—ત્યાં સુધી તમારા સંબંધીઓ અને સૌ સાથે એ પ્રમાણે રહેવાનો પ્રયાસ કરજો.

થોડાજ સમયમાં તમને ખબર પડી આવશે કે આ સલાહ પ્રમાણે વર્તવાથી તમે તમારૂં ધાર્યું બહુજ આસાનીથી સિધ્ધ કરી શકશો. એથી ઉલટું જો આ સલાહને અવગણશો તો તમારા પૈસા કમાવાના માર્ગમા મુશીબતો આવી પડશે.

## જાહેર સહાનુભુતિની જીત.

જાહેર જનતા એકાદ વ્યક્તિગત માણસ પ્રમાણે સંપુર્ણ સ્વાર્થી છે. એટલુંજ નહિ એનાથી પણ કાંઇક વધારે છે.

તમારે એવા લોક સમુહને ખુશ કરવાનો છે. આથી જ્યારે તમે ધન કમાવાના કાર્યનો આરંભ કરો ત્યારે ઉપરનું કથન બરોબર લક્ષમાં રાખજો. લોકો માત્ર પોતાનીજ પ્રવૃતિઓમાં રસ લે છે. એમને એમ જણાય કે તમારાં કામકાજમાં એમને લાભ છે તો એ ખુશીથી તમને સહકાર અને સહાનુભૂતિ અપાશે. પરંતુ જો લોકોને તમારી પ્રવૃતિ પરથી એથી ઉલટુંજ જણાય તો એમનાં સહકાર અને સહાનુભૂતિ જરા પણ મળે નહિ. વધારામાં એમની ઇર્ષા અને દુશ્મનીના ભોગ થવું પડશે.

પૈસા કમાવા માટે ગમે તેવી યોજના તમે તૈયાર કરીને તમારી સામે રાખી હોય પરંતુ એ લોકોના લાભ માટે છે એવી પ્રસિધ્ધિ

આપજો. કદીય તમારા પોતાના ફાયદા માટે છે એવું જાહેર નહિ કરતા. જાહેર હિતના સવાલ તરીકેજ એની જાહેરાત થવા દેજો. તમારી મુખ્ય માગણી ભલે એનાથી માત્ર થોડાજ અંશે સરતી હોય, એની કાળજી કરતા નહિં, ભાવિના સુંદર ફળો તમારાજ લાભમાં છે.

એક વખત લોકોને ખબર પડી ગઇ કે તમારો ઉદ્દેશ લેવા કરતાં આપી દેવાનો વધારે છે, બીજીજ પળે તમે એમનો સહકાર અને સહાનુભૂતિ જીતી લેશો જાહેર અભિપ્રાય તમારી તરફેણમાં ફેરવાઇ જશે. ત્યાર પછી લોકોની આ કદરનું વહેણ તમારા પોતાના લાભ માટે વાળવું એ તમારાજ હાથમાં છે. ભુલશો નહિં. આ વસ્તુ તમારી પૈસા કમાવાની આશાની ઇમારતનો મુખ્ય પાયો છે.

## સારાંશ.

(૧) તમારી દરેક પ્રવૃતિમાં જાહેર મત સીવાય કોઇ પણ વસ્તુની મદદ આપવાની, કે અટકાયત કરવાની તાકાત નથી.

(૨) તમારી ખાનગી જીંદગી એકાદ સીલ કરેલાં પુસ્તક પ્રમાણેજ રહેવા દેજો.

(૩) ખાનગી જીવન અને જાહેર કાર્ય બંનેમાં લોક સંબંધ પુરેપુરો સાચવજો.

(૪) જે સમાજમાં તમે રહેતા હો એના જીવન ધોરણથી આગળ નીકળી જવાનો પ્રયત્ન કરશો નહિ.

(૫) તમારૂં કાર્ય લોકોના લાભ માટેજ છે એવી માન્યતા પ્રસરાવી, એવું કાર્ય કરી બતાવી, એમની તમારાં કાર્ય અને યોજનાના અમલ માટે મદદ મેળવજો. ભલે એનાથી તમને થોડોજ ફાયદો થાય.

(૬) એકવાર જાહેરની કદર તમો મેળવી ચુકયા કે એને શકય એટલી તમારા ફાયદા તરફ વાળી લેજો.

---

# પ્રકરણ ૨૦ મું.

## ઉપસંહાર.

જીંદગી એ બહુ ક્રુર વસ્તુ છે. એકનો અનેક સામે જંગ છે. દરેક ઘડીએ આપણામાં રહેલો ખરાબ ભાવનાઓનો શયતાન આપણને પ્રગતિને માર્ગેથી પાછા વાળવા મથે છે. જે નબળા અને મંદ બુધ્ધિના છે, જે, પોતાનો નિર્ણય પાળવામાં અમકકમ અને કાર્ય કરતાં ડરી જાય એવા છે, જે ફક્ત શેખચલ્લી માફક વિચારોના કિલ્લાજ બાંધે જાય છે, આવા માણુસોના નશિબે પહેલેથીજ નિષ્ફળતા લખાયલી છે. એક પણ વિચાર ફળીભૂત થયેલો જોવા સિવાય એવાઓની જીંદગી ખતમ થાય છે અને બીજી અનેક ક્ષણમાંજ ભૂલાઇ ગયેલી વસ્તુ સામે એમનું મૃત્યુ ભળી જાય છે.

સફળતા, સત્તા અને સંપતિ એ હિંમત બહાદુરો માટેના લાભ છે કે જેઓ જીવનને એક જંગ સમાન સમજી એને સાહસ અને શૌર્યપૂર્વક જીતી બતાવે છે.

આ પુસ્તકનો હેતુ તમને પૈસા કમાવાના જંગ માટે મીલીટરી સીપાહી સમા મજબુત, હિંમતવાન અને બહાદુર બનાવવાનો છે. પુસ્તકમાં અપાયલા વિચારો અને સુચનાઓ બરોબર સમજી, મનમાં ઉતારી અને એ પ્રમાણે જીવનના રાહ પર અર્ધ જાગ્રત જેવી સ્થિતિમાં નહિ પરંતુ પુર્ણ રીતે આશા, ઉત્સાહ અને જાગ્રતિ સાથે તમારે કુચ કરવી જોઇએ. એટલુંજ નહિ પણ જીવન પ્રગતિમાં મળતી દરેક તક ઝડપી નડતરરૂપ દરેક મુશ્કેલીને તમારે દુર ફેંકી દેવી જોઇએ. અને આમ જીવન પંથપર વિજયી કુચ કરવામાં તમારૂં મન મજબુત વિચારનું, મક્કમ નિર્ણયવાળું, અને લોખંડી ઇચ્છાશક્તિભર્યું હોવું જરૂરનું છે. વળી તમારે અન્યની ટીકાઓ તેમજ કામચલાઉ આવી

પડતી નિષ્ફળતા પણ સહન કરવાની તૈયારી રાખવી જોઇએ. આ પુસ્તક તમને શકય એટલા સર્વ પ્રકારે સહાયભૂત થવામાં મદદગાર નીવડશે. એ ઉપરાંત તમારા ઉત્કર્ષ અને મનમાનતી કમાણી કરવાનો ચોકકસ યોજનાપુર્વકનો માર્ગ બતાવશે.

પુસ્તકમાં અપાયલી મુલ્યવાન સુચનાઓને સંપુર્ણ માની એ પ્રમાણે વર્તજો. એનું મુલ સોના કરતાં પણ વધારે છે. જ્યારે તમે એનો સાચા દીલે અમલ કરી ફતેહમંદ બનશો ત્યારેજ આ સોનેરી સુચનોની કિંમત સમજાશે.

પોર્ટુગીઝ ડીરેકટર સાલાઝારને જ્યારે પુછવામાં આવ્યું કે જીંદગીમાં કોણ ફત્તેહ મેળવી શકે ત્યારે એણે જવાબ આપ્યો, કે "જેઓ પોતાના ઇચ્છીત આદર્શને સિધ્ધ કરવા માટે એકચિતે અને સાચી રીતે ઇચ્છા પુરવા પ્રયત્ન કરે છે તેઓજ જીવનમાં વિજયશાળી થઇ શકે છે." આ જવાબમાં આ કથન બહુ ડહાપણ ભર્યું છે.

મોટા પ્રમાણમાં પૈસા કમાવા માટે સૌથી વધુ ધ્યાનમાં લેવા યોગ્ય અને અગત્યની બીના એ છે કે એ માટે હૃદયમાં એક સરખી સતત તેમજ ચોકકસ પ્રકારની સદાય જાગ્રત ઇચ્છા હોવી જોઇએ. વળી એ પણ અમુક નકકી કરેલી રકમ અમુક સમયમાંજ મળવી જોઇએ એવા મજબુત વિચાર પર રચાયલી હોવી જોઇએ. આ પ્રમાણે વર્તવાની કોશીષ કરી એને બરોબર મજબુત બનાવજો. તમારૂં અર્ધ જાગ્રત મનનું બંધારણ એવું છે કે જયારે એમાં પુર્ણ જાગ્રતિની જયોત પ્રગટાય છે ત્યારે એ સંપુર્ણ સભાન બની જાય છે, અને પરીણામે મનોવાંચ્છા સંતોષવાના વિવિધ માર્ગો અને રીતો જડી આવે છે. પુર્ણ જાગ્રત મનમાં આવેલા આ સમયના વિચારોને કાર્યમાં મુકી, આ પુસ્તકમાં આપેલી સલાહ અનુસાર ઉપયોગ કરજો. તમને તુરતજ માલુમ પડી આવશે કે આ વખતે તમે જે કાંઇ કામ હાથમાં લેશો એ

પુરૂં ફતેહમંદ નીવડશે. આ કાંઇ ફકત વાતોના ગપાટાજ નથી પરંતુ અનુભવથી સિધ્ધ કરેલું સત્ય છે.

એક પછી એક ફકત આશાઓજ રાખ્યે જવાથી કે પ્રભુ પ્રાર્થનાઓ કરવાથી કોઇ શ્રીમંત બની જતું નથી. પરંતુ દીલની સાચી ધગશ સાથે પધ્ધતિસર તેમજ ઉત્સાહથી કરેલાં કામની જાદુઇ અસર થશે.

માટે ફકત મોટા વિચારો કરવામાંજ અને બીજાઓનું ઉજળું નશીબ જોયા કરવામાંજ સમય ગુમાવશો નહિ. તમારી મેળેજ તમારા ભાગ્યને તમારામાં રહેલી શક્તિદ્વારા ઉજવળ બનાવજો. પવનના ગમે તેવાં તોફાનમાં પણ પોતાની શક્તિથી નાવને કિનારે લઇ જનાર વહાણની સઢ સમાન જીવનને મકકમતાથી ઘડજો. પ્રગતિના પંથે મુશીબતો સામે બહાદુરીથી ઝઝુમીને જ્યાં સુધી તમારો આદર્શ સિધ્ધ ન થાય ત્યાં સુધી આગળ ધપતા રહેજો. છેવટે ઉઠો, જાગ્રત બનો અને કામપર લાગો. કાર્ય એ એકજ એવી પ્રાર્થના છે કે જેનો જવાબ મળે છે. બીજા પ્રાર્થનાઓ પ્રમાણે એ વૃથા જતી નથી.

સમાપ્ત.

---

આ પુસ્તક જહાંગીર રૂસ્તમ વાચ્છાગાંધીએ સાંજ વર્તમાન પ્રેસ, એપૉલો સ્ટ્રીટ, કોટ, મુંબઇમાં છાપ્યું છે, અને ઝોરોફ ઇન્સ્ટીટયુટ માટે ડૉ૦ કે. ડી. જહાંગીઆનીએ એલીસ બીલ્ડીંગ, હોર્નબી રોડ, મુંબઇ ખાતે પ્રગટ કીધું છે.